(૭) ૧ ટનને ૩ હં. ૩ ક્વા. ૨૧ પાં.ના અને ૩૦ પો. ૫ યા.ને ૧ ફ્. ૨૮ પો.ના. અપૂ.નું રૂપ આપો.

(૮) ૩ અઠ. ૧૬ મહિને અર્ધા કલાકનાં અને ૩ ક્વા. ૨ ક્વાર્ટ ને ૪ ક્વા. ર્ટર ૩ બુશલ ના અપૂ.નું રૂપ આપો.

(૯) ૮ એ. ૩ રૂ.ને ૨ એ. ૩૨ પો.ના અને ૧ ફુ. ૨$\frac{૧}{૫}$ ઈં.ને ૧ યા.ના અપૂ.નું રૂપ આપો.

(૧૦) ૭ ક. ૧૨ મિ. ને ૧ દિ.ના અને ૪ પૌં ૧૨ શિ. ૧$\frac{૧}{૨}$ પે.ને ૧ પૌં ૯ શિ. ૩$\frac{૩}{૪}$ પે.ના અપૂ.નું રૂપ આપો

(૧૧) ૧૭ પાં.ને ૧ ક્વા. ૧૪$\frac{૧}{૨}$ પૌં.ના અને ૧ મૈ. ૪ ફ્.ને ૩ યા. ૧ ફુ. ના અપૂ.નું રૂપ આપો.

(૧૨) ૨ ચો. યા. ૨ ફુ. ૧૨૦ ઈં. ને ૩ પો. ૧૩$\frac{૧}{૪}$ યા. ૧ ફુ. ૭૨ઈં. ના અને ૩ હં. ૧૪ પાં. ને ૨ ટન. ૨ હં. ૨ ક્વા. ના અપુર્ણાંકનું રૂપ આપો.

(૧૩) ૨૨ પૌં. ૧૩ શિ. ૮$\frac{૧}{૪}$ પે.ને ૩$\frac{૧}{૨}$ ગિનીના અને ૩ પૌં. ૧૬ શિ. ૬$\frac{૩}{૪}$ પે. ને ૧ પૌં. ૩ શિ. ૫$\frac{૧}{૪}$ પે. ના અપુર્ણાંકનું રૂપ આપો.

૧૪) ૩૦૦૦ ઇંચને ૧ ફ્. ૩ પો. ના અને ૨ પૌં. ૩$\frac{૩}{૪}$પે. ને ૧ પૌં. ૪ શિ. ૨$\frac{૧}{૪}$ પે. ના અપુર્ણાંકનું રૂપ આપો.

(૧૫) ૧$\frac{૧}{૨}$ ગિનીને ૧$\frac{૧}{૨}$ પૌં. ના અને ૧૧ પૌં. ૬ શિ. ૫ પે. ને ૧૦ પૌં. ૫ શિ. ૪ પે. ના અપુર્ણાંકનું રૂપ આપો.

(૧૬) ૩$\frac{૩}{૪}$ ક્રા. ને ૧ પૌં. ૧૨ શિ. ૯$\frac{૩}{૪}$ પે. ના અને ૨$\frac{૨}{૩}$ અર્ધા ગિનીને ૧૦ શિ. ૧૧$\frac{૧}{૪}$ પે.ના અપુર્ણાંકનું રૂપ આપો.

———o———

## EX. 35 એક્સર્સાઇઝ ૩૫ મી.

(૧) $\frac{૩}{૭}$ પૌં. ને ૧ ગિનીના અને ૧$\frac{૩}{૪}$ શિ. ને ૧ પૌં. ના અપુર્ણાંકનું રૂપ આપો.

( ૨ ) $\frac{૨}{૩}$ પે. ને ૧૫ શિ. ના અને ૧૨$\frac{૩}{૪}$ ના ૩ શિ. ૬ પે. ને ૧ પૌં. ના અપુર્ણાંકનું રૂપ આપો.

( ૩ ) $\frac{૫}{૯}$ ના ૧ શિ. ૬ પે. ને ૧ શિ. ના અને $\frac{૧}{૬}$ના૬ પેન્સને એક પૌં. ના અપુર્ણાંકનું રૂપ આપો.

( ૪ ) ૩$\frac{૧}{૨}$ ના ૧ પૌં. ૩ શિ. ૪ પે. ને ૫ પૌં. ના અને ૨$\frac{૨}{૩}$ ના ૧૭ શિ. ૬$\frac{૧}{૨}$ પે. ને ૧૦ શિ. ના અપૂર્ણાંકનું રૂપ આપો.

( ૫ ) ૩$\frac{૧}{૭}$ ના ૧ હં. ૩ ક્વા. ને ૧ ટનના અને ૩$\frac{૩}{૭}$ દિ. ને ૩ અઠવાડી-આના અપુર્ણાંકનું રૂપ આપો.

( ૬ ) ૧$\frac{૧}{૪}$ ના ૩ પૌં. ૧૩ શિ. ૬ પે. ને ૧૦ શિ. ૬ પે. ના અને ૨$\frac{૨}{૫}$ના ૬ પૌં. ને ૧ પૌં. ૧૩ શિ. ના અપૂર્ણાંકનું રૂપ આપો.

( ૭ ) ૨$\frac{૪}{૯}$ ના ૪ હં. ને ૩ ક્વા. ૪ પાં. ના અને ૪$\frac{૭}{૮}$ ક્રા. ને ૫ ગિનીના અપૂર્ણાંકનું રૂપ આપો.

( ૮ ) $\frac{૫}{૮}$ ટૉ. પાં. ને ૧ એવો. $\frac{૧}{૨}$ પાં. ના, અને $\frac{૫}{૯}$ પો. ને ૧ ડ્રૅધમના અપૂર્ણાંકનુ રૂપ આપો.

(૯) $\frac{૩}{૮}$ ચો. ફુ. ને ૧ પોલના, અને ૧૨$\frac{૫}{૬}$ના ૧ ક્વા. ૩$\frac{૧}{૨}$ પાં. ને ૧ટન ૨ હં. ના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૧૦) ૩$\frac{૧}{૨}$ના ૨ એ. ૩ રૂ. ને ૨ રૂ. ૨$\frac{૧}{૨}$ પોલના, અને ૧$\frac{૩}{૧૭}$ ના ૨ પૌં. ૪ શિ. ૭$\frac{૧}{૨}$ પે. ને ૫ શિ. ના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૧૧) ૩$\frac{૩}{૭}$ અઠ. ને ૧ દિ. ૮$\frac{૫}{૮}$ ક. ના. અને ૨$\frac{૪}{૯}$ ના ૪૫ યા. ને ૧૦મલ-ના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૧૨) ૨$\frac{૨}{૩}$ના ૩ રૂ. ૬ પો. ને ૧ એ. ૨ રૂ. ૩ પો. ના, અને $\frac{૩}{૮}$ના ૧$\frac{૧}{૨}$ના ૧૦ શિ. ૭$\frac{૧}{૨}$ પે. ને ૪પૌં. ૪શિ. ૪$\frac{૧}{૨}$પે. ના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૧૩) ૩૩$\frac{૧}{૪}$ ના ૩ ક્વા. ને ૩$\frac{૩}{૪}$ ટનના, અને ૩$\frac{૩}{૪}$ ના ૧$\frac{૩}{૫}$ એ. ને ૨ એકર ૨$\frac{૧}{૨}$ પોલના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૧૪) ૭$\frac{૧}{૫}$ ના ૨ પૈં. ૩ શિ. ૬$\frac{૧}{૨}$ પે. ને ૭ શિ. ૬ પે. ના, અને $\frac{૩}{૮}$ના૫ શિ. + $\frac{૪}{૫}$ શિ. ને ૨૧ શિલીંગના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૧૫) ૪$\frac{૧}{૫}$ ના ૨ પૈં. ૧૩ શિ. ૭$\frac{૩}{૪}$ પે. ને ૨ પૈં. ૧૪ શિ. ૮$\frac{૧}{૪}$ પે. ના, અને ૧$\frac{૨}{૭}$ ના ૨ પૈં. ૧$\frac{૧}{૪}$ પે. ને ૨ પૈં. ૨ શિ. ૨$\frac{૧}{૪}$ પે. ના અપૂર્ણાંકનું રૂપ આપો.

(૧૬) ૬$\frac{૩૨}{૩૫}$ ના ૧ પૈં. ૧૦ શિ. ૫$\frac{૩}{૪}$ પે. ને ૩ પૈં. ૩ શિ. ૦$\frac{૧}{૪}$ પે. ના, અને $\frac{૭}{૮}$ ના ૧ પૈં.−$\frac{૨}{૫}$ ના ૨૧ શિ. ને ૧૦ શિ. ૬ પે. નાઅપૂર્ણાંકનું રૂપ આપો.

## EX. 36. એક્સરસાઇઝ ૩૬ મી.

### પરચુરણ દાખલા.

( ૧ ) $\frac{૨}{૧૩}$, $\frac{૭}{૪૫}$, અને $\frac{૩}{૨૦}$ એ ત્રણેમાં મોટામાં મોટી અને નાનામાં નાની રકમ કઇ છે ?

( ૨ ) $\frac{૧}{૪}$, $\frac{૧}{૩}$ અને $\frac{૩}{૨૦}$ ના સર્વાળાને $\frac{૧}{૫}$ અને $\frac{૧}{૪}$ ના તફાવતે ભાગો.

( ૩ ) $\frac{૧૪}{૨૭}$ માં કેટલા ઉમેરીએ તો ૧$\frac{૩}{૫}$ થાય? અને ૧$\frac{૨૨}{૨૭}$ માંથી કેટલા બાદ કરીએ તો $\frac{૧૧}{૧૫}$ આવે ?

( ૪ ) $\frac{૨}{૫}$ ના ૨$\frac{૩}{૭}$; અથવા $\frac{૭}{૮}$ ના ૧$\frac{૧}{૪}$; એ બેમાં મોટી રકમ કઇ અને તે કેટલી મોટી છે ?

( ૫ ) ૧૦ અને $\frac{૧}{૧૦}$ એના સર્વાળાને એજ બે રકમની બાદબાકીથી ભાગો અને વળી બાદબાકીના જવાબને સર્વાળાના જવાબે ભાંગો; અને એ બે ભાગાકારના જે જવાબો આવે તેનો સર્વાળો અને બાદબાકી કરો.

( ૬ ) $\frac{૩}{૫}$ ના ૩ પૈં. ૭ શિ. ૬ પે, અને $\frac{૧}{૬}$ ના ૪$\frac{૧}{૨}$ ગિની, એ બેંનેના સર્વાળાને ૧૦$\frac{૫}{૭}$ થી ભાંગો.

( ૭ ) હું મારા પૈસામાંથી $\frac{૧}{૨}$ ભાગ આપું, પછી જે બાકી રહે તેમાંથી

$\frac{૧}{૩}$ ભાગ આપું અને પછી જે રહે તેમાંથી $\frac{૧}{૪}$ ભાગ આપું તો મારી પાસે કેટલો ભાગ બાકી રહેશે ?

(૮) $\frac{૧૦}{૨૧}$, $\frac{૧૧}{૧૪}$, $\frac{૨}{૩૩}$ અને $\frac{૪૧}{૪૬}$ એમાં કઇ રકમ ઉમેરીએ તો તેમનો એકંદર સર્વાળો ૩ થાય ?

(૯) એક જમીનનો કકડો ૧૫$\frac{૩}{૪}$ ફુટ પોહોળો છે અને તેનું ક્ષેત્રફળ ૪૬ ચોરસયાર્ડ છે, તો તે લાંબો કેટલો હશે ?

(૧૦) $\frac{૩}{૪}$ અને $\frac{૭}{૨૦}$ એ બંને રકમના સર્વાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકારના જવાબોને એકેક સાથે ઉમેરો. (એવી રીતે કે મોટી રકમને નાની રકમથી ભાગવી.)

(૧૧) $\frac{૩}{૪}$ ટ્રૉય પાં. + $\frac{૧}{૬}$ ટ્રૉય ઔંસ; અને $\frac{૩}{૪}$ પૌં. − $\frac{૩}{૪}$ શિ. એ બંનેની કીંમત કાઢો.

(૧૨) ૨$\frac{૫}{૯}$ એલને ૧ યાર્ડના અપૂર્ણાંકનું રૂપ આપો; અને ૩ ફુ. ૭$\frac{૧}{૩}$ ઈં. ને ૨$\frac{૧}{૨}$ ઇંચે. ગુણો.

(૧૩) $\frac{૪}{૫}$ ના ૩ ગિની અને $\frac{૨}{૩}$ ના ૪ પાં. આ બંનેના સર્વાળા તથા બાદબાકીના જવાબોનો સર્વાળો કરો.

(૧૪) $\dfrac{૭(૧\frac{૧}{૨} \text{ ના } \frac{૩}{૧૪})}{\frac{૧}{૬}\left(\dfrac{૩}{૩\frac{૧}{૨} \text{ ના } ૭}\right)} \div \frac{૯}{૧૪}$ અને $\dfrac{\frac{૧}{૨}+\frac{૧}{૩}+\frac{૧}{૪}}{\frac{૧}{૨\frac{૧}{૨}}+\frac{૧}{૩\frac{૧}{૨}}+\frac{૧}{૪\frac{૧}{૨}}}$ ની કીંમત શોધી કાઢો.

(૧૫) ૧ ડઝનના $\frac{૪}{૨૫}$ માં ૩૦૦ ના $\frac{૧૩}{૨૪}$ ઉમેરો અને જે સર્વાળો આવે તેને ૧૦૦ ના $\frac{૧૫}{૪}$ અને ૪૩$\frac{૩}{૫}$ એમની બાદબાકીના જવાબથી ભાંગો.

(૧૬) ૧, $\frac{૧}{૨}$, $\frac{૧}{૩}$ અને $\frac{૩}{૪}$ ના સર્વાળાને $\frac{૪}{૨૫}$ અને $\frac{૩}{૨૦}$ ની બાદબાકીથી ગુણો; અને જે ( ગુણાકારનો ) જવાબ આવે તેને ૨૧$\frac{૭}{૯}$ ના બમણાથી ભાંગો.

(૧૭) ૧ માંથી તેનો $\frac{૧}{૨}$, $\frac{૧}{૩}$ અને $\frac{૧}{૨૪}$ મો ભાગ બાદ કરો; અને બાકી રહે તેમાં એઓનો ગુણાકાર ઉમેરતાં જે આવે તેને $૭\frac{૧૧}{૧૯}$ થીગુણો.

(૧૮) $૩\frac{૨}{૩}$, $૪\frac{૩}{૪}$ અને $૪\frac{૪}{૫}$ ના સર્વાળાને $૭\frac{૬}{૭}$ અને $૫\frac{૫}{૬}$ ના તફાવતે ગુણો; અને જે ગુણાકાર આવે તેને $૯૪\frac{૧}{૮}+૯૩\frac{૧}{૯}$ થી ભાંગો.

(૧૯) $૨\frac{૨}{૩}$, $\frac{૪}{૫}$ અને ૪ ના સર્વાળાથી ૨ ને ભાંગો; અને જે જવાબ આવે તેમાં $૧\frac{૨}{૩}-\frac{૭}{૯}$ ઉમેરતાં જે આવે તેને $૫\frac{૧}{૫}$ અને $૪\frac{૧}{૨}$ ના તફાવતે ગુણો.

(૨૦) $(\frac{૧}{૨}+\frac{૧}{૩})\times(૧\frac{૧}{૩}+૨\frac{૩}{૪})\times(૨\frac{૧}{૧૪}-૧\frac{૧}{૨})\times(૩\frac{૧}{૧૦}-\frac{૩}{૭})$; અને $૧\frac{૩}{૪}\div૨\frac{૧}{૨}+૫\frac{૧}{૨}\div૩\frac{૧}{૮}$. એ બંનેની કીંમત શોધી કાઢો.

(૨૧) એક શખસ પાસે ૫૧૮ પૌં. ૧૦ શિ. ની એક સોરટીની ટિકીટનો $\frac{૭}{૫૪}$ મો ભાગ છે, ત્યારે તેના ભાગની કેટલી કીંમત હશે વારૂ?

(૨૨) $\frac{૫}{૧૬}$ પૌં. અને ૧ ક્રા. ના $\frac{૩}{૪}$, ના સર્વાળા તથા બાદબાકીના જવાબોને $\frac{૧}{૨}$ સૉવરીનના અપૂર્ણંકનું રૂપ આપો; અને પેહેલી રકમમાં બીજી રકમ કેટલી વખત સમાઈ શકશે તે શોધી કાઢો.

(૨૩) $૧૫\frac{૫}{૮}$ શિ. ને $૧૦૯\frac{૫}{૭}$ થી ગુણો; અને ૬૧ પૌં. ૪ શિ. $૭\frac{૫}{૧૬}$ પે. ને $૨૬૭\frac{૩}{૧૬}$ થી ભાંગો.

(૨૪) $\frac{૧}{૨}$ ક્રાઉનમાં $\frac{૪}{૭}$ શિ. કેટલી વખત સમાશે ? અને ૨૪ ગિનીમાં $\frac{૩}{૫}$ પૌં. કેટલી વખત સમાશે ?

(૨૫) જો એક યાર્ડ પટાની કિંમત $૧\frac{૨૯}{૯૬}$ પૌં. પડે તો $૧૬\frac{૧૧}{૨૫}$ યાર્ડનું શું?

(૨૬) એક વાહાણના $\frac{૩}{૮}$ ભાગની કિંમત ૩૭૪૦ પૌં. પડે તો આખા વાહાણની કિંમત શી પડશે ?

(૨૭) ૧ પૌં. ના $\frac{૧}{૧૬}$, ૧ ગિનીના $\frac{૧}{૨૦}$, અને ૧ ક્રાઉના $\frac{૬}{૨૫}$ એ ત્રણેની કિંમતને અતિ મોટા સમચ્છેદના અપૂર્ણાકમાં સરખાવો.

(૨૮) $\dfrac{૫\frac{૫}{૮}\div\frac{૨}{૩}}{(૧\frac{૧}{૫}\text{ના}\frac{૫}{૮})\div૧૦\frac{૧}{૩}}\times\frac{૨}{૫}$ના $\dfrac{૧\frac{૧}{૨}\text{ ના }૪\frac{૧}{૯}}{૧૩\frac{૭}{૮}\text{ ના }૫\frac{૧}{૩}}$ની કિંમત શોધી કાઢો.

(૨૯) એક મિલકતના $\frac{૨}{૩}$ ભાગના ૨૨૦ પૌં. પડે છે તો તેજ મિલકતના $\frac{૩}{૧૧}$ ભાગની કિંમત શી પડશે ?

(૩૦) $\frac{૩}{૮}$ ટ્રૉય પાં. અને $\frac{૩}{૮}$ એવો. પાં. ના તફાવતને ટ્રૉય (વજન) હંડ્રેડવેટમાં આણો.

(૩૧) $(૧૨\frac{૫}{૬}-૮\frac{૩}{૪}-૧\frac{૧}{૧૦}+\frac{૯}{૧૫})\times૪\frac{૧}{૨}\times(૭\frac{૫}{૧૨}-૬\frac{૧}{૨})$; અને $\frac{૨}{૩}\div૧\frac{૫}{૭}-\frac{૫}{૮}\div૩\frac{૨}{૧૧}$ એ બંને રકમની જુદી જુદી કિંમત શોધી કાઢો.

(૩૨) $\frac{૧}{૨}$ ક્રાઉનના $\frac{૧}{૨૧}$, ૩ શિ. ૪ પે. ના $\frac{૧}{૨૪}$, અને ૪ શિ. $૨\frac{૧}{૨}$ પે.ના $\frac{૧}{૨૮}$, એઓની કિંમતને અતિ મોટા સમચ્છેદના અપૂર્ણાંકોમાં સરખાવો.

(૩૩) $૭\frac{૪}{૧૧}$ પૌં. અને ૭ પૌં.$\times\frac{૪}{૫}$ એઓની બાદબાકીના જવાબને ૫ પૌં. ના અપૂર્ણાંકનું રૂપ આપો, અને $૧૪\frac{૧૪}{૧૫}$ પૌં.$\div૧\frac{૧૨}{૧૧}$ એની કીમત શોધી કાઢો.

(૩૪) એક માણસને ચાર જણનું ૧ એક ગિનીનું દેવું છે તેમાંના એકને તે પોતાના કરજનો $\frac{૧}{૨}$ ભાગ, બીજાને $\frac{૩}{૪}$ ભાગ, ત્રીજાને $\frac{૪}{૫}$ ભાગ અને ચોથાને $\frac{૧૯}{૨૦}$ ભાગ આપ્યું ત્યારે તેને સઘળું મળીને હજુ કેટલું દેવું હશે ?

(૩૫) $૩\frac{૨}{૯}$ ટ્રૉય પાં. અને $૧૬\frac{૬}{૭}$ એવો–પાં. ના સર્વાળાને ટ્રૉય વજનમાં આણો.

(૩૬) $\dfrac{૫\frac{૪}{૫}-૨\frac{૧}{૮}}{૩\frac{૩}{૪}+\frac{૯}{૨૦}}$ ના $\dfrac{૪\frac{૧}{૨}+૫\frac{૧૯}{૨૫}}{૪\frac{૧}{૨૦}}$ ના $\dfrac{૨\frac{૩}{૫}+૧\frac{૨}{૩}}{૭\frac{૧૯}{૨૪}-૨\frac{૧}{૪}}$ ની કિંમત શોધી કાઢો.

(૩૭) $\frac{૩}{૧૬}$ ટનની કીંમત ૪ પૌં. ૧૦ શિ. બેસે તો $\frac{૧}{૫}$ ટનની કિંમતશી?

(૩૮) એક થેલીમાંથી તેનો $\frac{૨}{૫}$ ભાગ કાઢ્યા પછી જે બાકી રહ્યું તેના $\frac{૨}{૩}$ ની કિંમત ૧૩ શિ. $૫\frac{૧}{૨}$ પે. માલમ પડી ત્યારે પેહેલાં તે થેલીમાં કેટલું નાણું હતું.

(૩૯) એક ઓરડાની લંબાઈ $૨૯\frac{૧}{૨}$ ફુ. અને પોહોળાઈ $૧૧\frac{૩}{૪}$ ફુટ છે;

ત્યારે તેમાં પાથરવાને $\frac{૫}{૮}$ યાર્ડ પનાની કેટલી લાંબી સેતરંજી જોઈ-
શે ? અને દર યાર્ડે ૩$\frac{૩}{૪}$ શિ. પ્રમાણે તેની ઉપર શો ખરચ થશે?

(૪૦) એક માણસ પાસે ૧૬,૦૦૦ પૌંડની કિંમતના એક વાહાણનો
$\frac{૫}{૧૬}$ ભાગ છે, તેમાંથી તે $\frac{૩}{૮}$ ભાગ વેચે છે, ત્યારે તેની પાસે કેટ-
લો ભાગ બાકી રહ્યો? અને તેની કિંમત શી ?

(૪૧) ૪ બુ. ૪ પેક. ૧ ગેલન, ૨ કવા.ને ૧ કવા.ના અપૂર્ણાંકનું રૂપ આ-
પો; અને ૫ હંડ્રેડવેટને ટ્રાય પાઊંડમાં લાવો.

(૪૨) જો એક વાહાણના $\frac{૩}{૮}$ ભાગની કિંમત ૩૬ પૌં. ૧૦ શિ. ૭$\frac{૧}{૨}$ પે.
પડે, તો ૧૨૫ પૌં. ૫ શિ. માં કેટલો ભાગ આવશે ?

(૪૩) ૩$\frac{૩}{૨૦}$ ને ૧૫$\frac{૫}{૭}$ થી ગુણો, અને $\frac{૨}{૩\frac{૩}{૪}}$ ને $\frac{૨\frac{૩}{૪}}{૩}$ થી ભાંગો; અને જે
આવે તેમના સર્વાળા તથા બાદબાકીના જવાબનો સર્વાળોકરો.

(૪૪) એક ટોલીને ૧૨ પૌં. ૭ શિ. ૧$\frac{૬}{૭}$ પે.નું બિલ ચુકવી આપવાનું
છે. તેમાંથી એક જણ પોતાના તથા ત્રણ દોસ્તોના ભાગના
મળી ૫ પૌં. ૯ શિ. ૧૦ પે. આપે છે; ત્યારે તેઓ બધા
મળીને કેટલા હતા ?

(૪૫) $\frac{૧}{૧૧}$ ટ્રૉય પાં. + $\frac{૧}{૧૧}$ એવોર્ડુ પોઇઝ પાઉંડને ટ્રૉય તથા એવોર્ડુ
પોઇઝ એ બંને વજનમાં આણો.

(૪૬) એક પીંટમાં ૩૪$\frac{૨}{૩}$ ઘન ઈંચ હોય છે; ત્યારે ૪ ફુ. ૪ ઈં. લાં-
બી, ૨ ફુ. ૮ ઈં. પોહોળી, ૧ ફુ. ૧$\frac{૧}{૨}$ ઈં. ઊંડી ટાંકીમાં કેટ-
લા ગેલન પાણી માશે ?

(૪૭) ૧$\frac{૩}{૪}$. ૨$\frac{૨}{૩}$, અને ૩$\frac{૧}{૨}$ નો સર્વાળો કરીને જે આવે તેને એજ અ-
પૂર્ણાંકોના ગુણાકારથી ગુણો; ત્યાર પછી જે આવે તેને ૨$\frac{૨}{૩}$
અને ૧$\frac{૧}{૨}$ ની બાદબાકીમાંથી બાદ કરો અને પછી જે બાકી
રહે તેને ૫$\frac{૧}{૨}$ અને ૧$\frac{૧}{૩}$ ના ૩$\frac{૩}{૪}$ના સર્વાળાથી ભાગો.

(૪૮) $૨૦\frac{૩}{૮}$ ફુ. લાંબા, $૧૧\frac{૧}{૫}$ ફુ. પોહોળા અને $૧૨\frac{૧}{૨}$ ફુ. ઊંચા એક ઓરડાની દિવાળને ચોંટાડવાને $\frac{૫}{૮}$ યાર્ડ પનાના કેટલા યાર્ડ કાગળ જોઇએ જોઈશે ? અને દર યાર્ડે $૨\frac{૧}{૪}$ પે. પ્રમાણે તે પર કેટલો ખર્ચ થશે ?

(૪૯) એક ધનફુટ લાકડાનું વજન $૧૧\frac{૧૦}{૧૧}$ પાઊંડ થાય છે, તો ૨૪ ફુટ લાંબા, $૨\frac{૩}{૪}$ ફુ. પોહોળા અને $૨\frac{૧}{૨}$ ફુ. જાડા એક ભારોટિયાનું વજન કેટલું થશે ? અને દર ઘન ફુટે $૩\frac{૪૪}{૪૫}$ શિલીંગ પ્રમાણે તેની કિંમત શી ?

(૫૦) એક માણુસ મરતી વખતે ૧૦૦૦૦ પાઊંડ દોલત મુકી ગયો, તેમાંથી તે $\frac{૧}{૩}$ પોતાની બાયડીને, $\frac{૧}{૨}$ છોકરાને અને બાકીનું પોતાની છોકરીને આપે છે. બાયડી મરતી વખતે પોતાના વારસામાંથી $\frac{૩}{૫}$ પોતાના છોકરાને અને બાકીનું પોતાની છોકરીને આપી જાય છે; પણ તે છોકરો પોતાની પુંજી પોતાની બેન સાથે ભેગી કરે છે ને પછી તે બધી પુંજીનો $\frac{૧}{૩}$ તેણીને આપે છે ત્યારે તે બેહેનને આથી કેટલો નફો થશે ? અને તે નફો સઘળી દોલતનો કેટલામો ભાગ થશે વારુ ?

## હેંમ્બ્લિંસ્મિથ તથા બર્નાર્ડસ્મિથના અઘરા દાખલા.

### નીચેના દાખલાઓને સાદા રૂપમાં આણો.

(૧)
$$\frac{૧\frac{૧}{૭} \times \frac{૪\frac{૨}{૩}}{૩\frac{૨}{૭}} \times \left(૨-\frac{૨}{૭}\right) \div ૧\frac{૩}{૫}}{૧ + \frac{૧}{૧+\frac{૧}{૨}}}$$

(૨) $\dfrac{૧\frac{૩}{૪}-\frac{૭}{૬}\text{ ના }\frac{૯}{૧૬}}{\frac{૫}{૬}\text{ ના }\frac{૧૨}{૨૦}+૫\frac{૧}{૨}}\div\frac{૧}{૬}-\left\{\dfrac{૩\frac{૧}{૩}}{૭}+\dfrac{૨}{૧૦\frac{૧}{૨}}-\frac{૫}{૧૮}\text{ ના }\frac{૪}{૭}\right\}\div\frac{૪}{૭}$

(૩) $\frac{૧}{૩}\left[૩+\frac{૧}{૩}\left\{૩+\frac{૧}{૩}\left(૩+૧\frac{૧}{૨}\right)\right\}\right]\div\frac{૧}{૮}$.

(૪) $\dfrac{૫\frac{૧}{૨}\text{ ના }\frac{૨}{૬}\text{ ના }૨\frac{૪}{૭}-૧\div\left(\frac{૧}{૫}+\frac{૧}{૨}\right)}{૧-\frac{૩}{૧૪}\text{ ના }\left\{\frac{૧}{૨}+\frac{૧}{૨}\text{ ના }\dfrac{\frac{૧}{૨૦}}{\frac{૧}{૭}\text{ ના }૧\frac{૧}{૨૦}}\right\}}$

(૫) $\dfrac{૫}{૬\frac{૭}{૮}}\times\left(૧\frac{૪}{૭}\times૫\frac{૧}{૪}\right)+\frac{૧}{૩}+\dfrac{૧}{૧\frac{૧૦}{૧૭}}$

(૬) $\left(\frac{૧}{૩}+\frac{૪}{૭}\right)\dfrac{૨૦\frac{૧}{૪}}{૩\frac{૬}{૭}+૨\frac{૧}{૪}}$

(૭) $\left(૧\frac{૧}{૩}+૨\frac{૨}{૭}\right)\left(\dfrac{૫\frac{૧}{૧૬}}{૪\frac{૬}{૭}+૧\frac{૧}{૪}}\right)$

(૮) $\dfrac{૫-\dfrac{૧}{૫-\frac{૧}{૫}}}{૩-\dfrac{૧}{૩-\frac{૧}{૩}}}\times\frac{૯}{૧૩}\text{ ના }૭.\text{ અને }\dfrac{૬+\dfrac{૧}{૬-\frac{૧}{૬}}}{૪-\dfrac{૧}{૪-\frac{૧}{૪}}}\times૧૦\frac{૮}{૯}.$

(૯) $\dfrac{\frac{૨}{૨૧}\times૫\frac{૧૭}{૨૩}\times૬\frac{૩}{૧૧}+૬\frac{૧૯}{૫૧}\times૧\frac{૨૩}{૪૯}\div૨\frac{૫}{૧૭}+૧\frac{૧૦}{૪૯}}{૯\frac{૧૬}{૫૭}\times૧\frac{૨૨}{૨૩}\div૫\frac{૧૭}{૩૮}+૩\frac{૧૧}{૭૮}\times૬\frac{૧૭}{૨૧}\div૭\frac{૨૧}{૩૨}}\times૧૨\frac{૪}{૯}.$

(૧૦) $૩\div\left[૨+૩\div\left\{૪+૫\div\left(૨+\frac{૧}{૩}\right)\right\}\right]$

(૧૧) $\left\{\frac{૫}{૭}\times\frac{૨}{૯}\times૧૩\frac{૧}{૨}\div\right\}\left\{\frac{૧}{૯}\times\frac{૩}{૭}+૪૦\right\}.$

(૧૨ $\left(\frac{૧}{૨૬}\text{ના}૩\frac{૧}{૪}\right)+\left(\frac{૩}{૮}\div\frac{૨૭}{૬૪}\right)-\left(\dfrac{૧}{૧\frac{૨}{૭}}-\dfrac{૧\frac{૧}{૩}}{૩}\right)\div\left(૨-\frac{૫}{૯}\right)$

## EX. 37. એક્સરસાઇઝ ૩૭ મી.

નીચેના દાખલાઓને દશાંશમાં રૂપ આપો.

(૧) $\frac{૭}{૧૦}$, $\frac{૧૧૭}{૧૦}$, $\frac{૩૩}{૧૦૦}$, $\frac{૧૦૧૫}{૧૦૦૦}$. (૨) $\frac{૧}{૧૦૦}$, $\frac{૨૧}{૧૦૦૦૦}$, $\frac{૧૧૭}{૧૦૦૦૦૦}$, $\frac{૩}{૧૦૦૦૦૦૦૦}$

(૩) ૨ દશાંશ+ ૩ શતાંશ+ ૩૭ દશલક્ષાંસ. (૪) ૧૧ દશાંશ+૧૧ સહસ્ત્રાંશ+૧૧ લક્ષાંશ. (૫) ૧૩+૩ સહસ્ત્રાંશ+૫ દશલક્ષાંશ. (૬) ૧૦૧ દશાંશ+૧૦ સહસ્ત્રાંશ+૧૦૧ દશલક્ષાંશ.

નીચેના દાખલાઓને વ્યવહારી અપૂર્ણાંકનું રૂપ આપો.

(૭) ·૦૩૭, ·૦૦૦૨, ·૨૫, ·૩૭૫. (૮) ·૦૦૭૫, ૧·૨૨૫, ·૧૮૭૫, ૩·૨૨૫. (૯) ·૦૦૦૬૮૭૫, ·૦૦૦૯૩૭૫, ૨૩·૦૩૮૧૨૫. (૧૦) ૧૫·૨૦૩૧૨૫, ·૦૦૨૩૪૩૭૫, ૪·૦૦૭૮૧૨૫.

નીચેના દાખલાઓનો ગુણાકાર તથા ભાગાકાર કરો.

(૧૧) ·૩ ને ૧૦ અને ૧૦૦૦થી, ·૦૦૧૨૫ને૧૦૦ અને ૧૦૦૦૦થી, ૫૩૮·૭૩૪ને ૧૦૦૦૦ થી. (૧૨) ૧·૧ ને ૧૦૦૦ અને ૧૦૦૦૦૦૦, ૧૧·૦૨૫ ને ૧૦૦૦ અને ૧૦૦૦૦૦ થી, અને ૨૧૩·૦૧૨ને દશલાખથી.

## EX. 38 એક્સર્સાઇઝ ૩૮ મી.

નીચેના દાખલાઓની કિંમત શોધી કાઢો.

(૧) ૧૧·૨૭૫+·૩૪૧૩૨+·૦૦૪૧૪+·૦૦૦૧+૨૩·૦૦૧.

(૨) ૩૨૧·૪+૧૨+૩૧·૬૧૫૪·+૦૧+૨·૨૧૪+૪૧૫·૬૨.

(૩) ·૦૦૧૨૧૩+૪૫·૬૧૩+૨૩૪+·૦૦૧૨+૧૪૧·૦૦૦૫૬.

(૪) ૧·૦૦૦૦૧૨૩+૩૧·૧+૧૧૭·૧૫૪+૨૩૪૩·૦૦૮+·૦૦૦૨.

(૫) ૩૨·૦૦૧--૧૨·૯૯૯; ૩·૪૫--·૦૦૦૯૮.

(૬) ૨૩·૧૪૧૫--૨·૦૦૮; અને ૩·૪૧૨--૨·૯૯૯૮૭.

(૭) ૨૨·૦૦૦૧--૨·૯૯૯૯; ૨૪૧૫·૬--૨૪૧૪·૫૯૮૭· (૮)·૦૦૧--·૦૦૦૯૯૮૭. ૨૪·૦૦૪--·૯૮૭૫૧૬. (૯) ૧·૩૭૪૨--·૦૩૭૪૨; ૩·૦૫૪--·૩૦૫૪(૧૦)·૦૧૨૪--·૦૦૯૦૮૭; ૩·૩૩--૨·૯૮૭૬૫.

## EX. 39 એક્સર્સાઇઝ ૩૯ મી.

(૧) ૨૨·૫×૩૨·૧૬; ૪·૪૧×૩૩·૨૧. (૨) ·૦૦૦૧×·૦૦૧; ૩૨·૧×

૨·૩૧ (૩) ·૦૦૩૨×૨૩·૪૫; ·૦૦૦૨×૩·૧. (૪) ૨૨·૫×·૦૨૪૧× ·૦૦૨૪; અને ·૦૦૦૩×·૦૧×૫૦૦૦૦૦. (૫) ૨·૭×·૨૭×·૦૨૭× ૨૭૦· અને ·૨×·૦૪×·૦૦૮×૬૪૦૦૦. (૬) ૧·૧×·૦૧૧×૧·૦૧× ·૦૧૦૧; અને ·૦૧૩×૧·૬×·૦૦૭×૩·૦૫·

## EX 40 એકસરસાઇઝ ૪૦ મી.

નીચેની રકમની કિંમત કાહાડો.

(૧) ૧૫·૬૨૫ ÷ ૨·૫; અને ·૦૧૫૬૨૫ ÷ ૨૫. (૨) ૧૫૬૨·૫ ÷ ·૦૦૦૨૫; અને ૧·૫૬૨૫ ÷ ૨૫૦૦૦. (૩) ૧૮૧·૩ ÷ ·૦૦૦૩૭; ૧૭૧·૯૯ ÷ ૨૭·૩· (૪) ૯·૦૬૫ ÷ ·૦૪૯; ·૦૩ ÷ ·૦૦૧. (૫) ૮ ÷ ·૦૦૨; ૩૭·૫ ÷ ૭·૬૮. (૬) ૧૫ ÷ ૬·૨૫; ૧૭·૨૮ ÷ ·૦૧૪૪. (૭) ·૦૦૧૨૮ ÷ ૮·૧૯૨; ૧૭૦૮·૪૫૯૨ ÷ ·૦૦૦૨૪. (૮) ·૦૦૦૨ ÷ ·૦૧૬૩; અને ૪ ÷ ·૦૦૨૫૫. (૯) ૧૧·૧ ÷ ૩૨·૭૬; અને ·૦૧૨૩ ÷ ૩·૨૧. (૧૦) ૨·૧૧૭ ÷ ·૦૦૭૩; ·૦૩૨ ÷ ૨·૧૩૭.

## Ex. 41. એકસરસાઇઝ ૪૧ મી.

નીચેના અપૂર્ણંકને દશાંશનું રૂપ આપો.

(૧) $\frac{૨}{૫૦}$; $\frac{૧૩}{૨૫૦}$; $\frac{૪૨}{૮}$; $\frac{૧૦૦૦}{૬૨૫}$. (૨) $\frac{૧૦૧}{૧૨૫}$; ૧૧$\frac{૧૭}{૧૨૫૦}$; $\frac{૪૦૦૦}{૨૫૬}$; ૫$\frac{૩}{૬૪}$. (૩) ૭$\frac{૧૩}{૬૪}$; $\frac{૧૭}{૧૨૮}$; $\frac{૧}{૬૪૦૦}$; ૧૧$\frac{૫૩}{૩૧૨૫૦}$. (૪) $\frac{૧}{૫૧૨}$; $\frac{૧૦૨૫}{૧૦૨૪}$; $\frac{૧૩}{૧૬૦૦}$; $\frac{૭}{૫૧૨૦}$. (૫) $\frac{૧૫\frac{૧}{૨}}{૧૬}$ ના $\frac{૧૧}{૬૨\frac{૧}{૨}}$; ૭$\frac{૧}{૨}$ ના $\frac{૧૮}{૬૨૫૦૦}$; ૧$\frac{૨}{૧૯}$ ના ૧$\frac{૧}{૭૫}$ ના $\frac{૨}{૭}$.

## બર્નાર્ડસ્મિથના દાખલા.

(૧) $\frac{૭.૭૫}{૯}$ ના $\frac{૨\frac{૧}{૨}}{૨\frac{૭}{૯}}$ ના $\frac{૨૦}{૨૩}$. (૨) ૫ $\frac{૫}{૬૪૦}$ + ·૭૫ ના $\frac{૬}{૫}$ ના ૭$\frac{૧}{૨}$

(૩) $\frac{૨૪૭}{\frac{૫}{૭}}$ + $\frac{૧૫૧૨}{૧૦૮}$ + $\frac{૧૭}{૭\frac{૫}{૯}}$ + ૨૦૦$\frac{૭}{૧૦}$ + $\frac{૧૧}{૬૨.૫}$. (૪) $\frac{૧}{૬૪}$×·૦૦૬૪.

## EX. 42 એકસરસાઇઝ ૪૨ મી.

નીચેના દાખલાઓને દશાંશમાં રૂપ આપો,

(૧) ૧૩/૯; ૧૦૩/૧૮૦; ૧૨૯/૫૫; ૧૭/૧૩૭૫ (૨) ૪૧/૧૪; ૧૧૧/૨૨; ૨૨/૧૬૬૫; ૨૩ ૫૨/૩૩૩. (૩) ૮૯/૯૯૯૯; ૧૨૧/૨૧; ૧૭ ૬૪૦૧/૪૯૫૦૦; ૪૧૧૧/૩૩૩૦૦ (૪) ૧૩૫/૩૭૦૦; ૨૯૭/૨૯૬૦; ૩૧૮/૬૨૫; ૧૧૩૯/૫૫૫૫૫. (૫) ૧/૧૭; ૧/૨૩; ૧/૨૯; ૧/૩૧.

---

## EX. 43. એકસરસાઇઝ ૪૩ મી.

નીચેના દાખલાઓને અપૂર્ણાંકનું રૂપ આપો.

(૧) ·૩ં; ·૦ં૫ં; ·૫ં૪ં; ·૭ં૨૯ં. (૨) ·૦૨ં૪ં; ·૦૪ં૩૨ં; ·૦૦૬ં૭૫ં; ૨·૦૪ં૩ં૨ં. (૩) ૩·૪૧ં૮ં; ·૦૪૪૩ં; ૧·૧૪ં૫ં; ·૦૦૪૪ં૯ં; (૪) ૪·૦૫ં૩૧ં; ૭·૬૫ં૩૧ં; ૨.૩૪ં૫ં; ·૦૯૩૧ં૮ં. (૫) ૨·૦ં૯૦૯ં; ·૫ં૪૯૫૦ં; ૧·૦૪ં૨૮૫૭૧ં. (૬) ૨·૬૪ં૨૮૫૭૧ં; ૫·૧૯૩૧ં૮ં; ૧૧·૨૮ં૭ં.

---

## EX. 44 એકસરસાઇઝ ૪૪ મી.

નીચેના પુનરાવર્ત દશાંશની (સાત દશાંશ સ્થળ સુધી) કીંમત કાઢો.

(૧) ·૧૩૮ં+·૧ં૪૨૮૫૭ં+૨·૪૧ં૮ં+૨·૦૬ં+૪૨·૬ં૩ં+·૦૦૮૪ં૯૭૧૩૩ં.
(૨) ૩૭·૨૩ં+·૨૬ં+૭·૭ં૨ં+·૨૯૭ં+૩·૯ં૭૩ં+૮+૪·૭૫ં+૭૪·૦૩૬૭+૩૨.૪૧ં
(૩) ·૩ં—·૦ં૯ં, ·૦ં૪ં—·૦૦૭ં૬૯૨૩૮ં. (૪) ૭—૬·૧ં૪૨૮૫૭ં; ·૦૪૨ં—·૦૩ં૬ં.
(૫) ૩૭·૨૩ંX·૨૬ં; ૭·૭ં૨X·૨ં૯૭ં. (૬) ૩·૯ં૭૩ં×૮;૭૪·૦૩૬૭×૪·૭૫ં.
(૭) ·૩ં÷·૦ં૯ં; ·૦ં૪ં÷·૭ં૬૯૨૩૦ં; (૮) ૭+·૧ં૪૨૮૫૭ંઅને·૦૪૨+·૦૩૬ં.

### બર્નાર્ડસ્મિથ તથા હેંબ્લિસ્મિના દાખલા.

(૧) ૨·૫૭ં+·૦ં૪૩ં+૧૩·૨ં. (૨) ૧૪·૭૬ં૨ં+૩·૫ં૪૯ં+૨·૨૦૪ં. (૩) ૨૩૪·૬ં+૯·૯૨૮ં+·૦ં૧૨૩૪૫૬૭૮૯ં+·૦ં૦૪૪ં+૪૫૬. (૪) ૧૫·૦૨ં૫ં. —૧૩·૨ં૪ં૭ં. (૫) ૩૦૯—·૯૪૭ં૨૪ં. (૬) ૩·૭ં×૫·૪ં૯ં. (૭) ·૦૦૭૨ં

૮·૪ંપં. (૮) ૪૧૧·૩પં૧૯ ÷ ૫૮·૭૬૪પં.

## EX 45. એક્સસાઇઝ ૪૫ મી.

નીચેના દાખલાની કીંમત શોધી કાઢો.

( ૧ ) ·૪૫ના ૧ પૌ; ૧ પૌં. ના ·૬૮૧૨૫ અને ૧ પૌં.ના ૨·૩૨૫.
( ૨ ) ૫ શિ.ના ૩૨·૫; ૧·૮૫ × ૩ શિ.૪ પે.અને ૨·૩૭૫×૧૩ શિ.૪ પે.
( ૩ ) ·૧૩૧૨૫ ના ૫ પૌંડ અને ·૦૦૧૯૫૩૧૨૫ ના ૪૦ પૌંડ.
( ૪ ) ૫ ગિની ના ૩·૪૫· અને ·૩૨૫ ના ૧II ટન.
( ૫ ) ૨૩·૪૨ ના ૧ દિવસ. અને ૧·૪૬૮૭૫ ના ૧ એકર.
( ૬ ) ૨·૭૪ ના ૧૨ શિ. ૬ પે. અને ૨૨.૨૫ ના ૨ પૌં. ૨ શિ. ૬ પે.
( ૭ ) ૨½ ગિની ના ૩·૨૨૫; અને ૫ પૌં. ૧૦ શિ. ૫ પે. ના ૨૨·૭૫
( ૮ ) ૧૦ શિ. ૫ પે. ના ૩·૦૩; અને ૧૦ પૌં. ૧૩ શિ. ૪ પેન્સ ના ·૦૪૭૪૬૦૯૩૭૫.
( ૯ ) ·૧૭૬ ના ૧ફ઼. ૩૬પો. ૨યા. ૫ઇં. અને·૨૨ના ૩કવા ૧૫પાઉંડ.
(૧૦) ·૨૭૭૫ના ૧ ચો.યા. ૩ફ઼ુ. ૭૨ઇં. અને ૩૨·૧૫૬ના ૩મૈ.૩૩૦યા.
(૧૧) ૨·૪૪૧ ના ૩૨પૌં. ૪½પે. અને ૩૩·૨૫ ના૩પૌં. ૧૨શિ. ૪¼પે.
(૧૨) ૪૪·૦૪૫ ના ૧૧¼ પે. અને ·૫શિ. +·૭ક્રા. +·૧૨૫ પૌંડ.
(૧૩) ·૬૩૪૩૭૫પૌં. + ·૦૨૫ના૨૫ શિ. + ·૩૨૫ના ૩૦ શિલીંગ.
(૧૪) ૮·૭૧૮૭૫ના૮પે.+૧·૧૪૬૮૭૫ના૬શિ.૮પે.−·૦૬૨૫ના૧ગિની.
(૧૫) ·૩૭૫ ગિની + ·૧૮૭૫ ક્રા. + ·૩ના૭ શિ. ૬ પે.−·૮૭૫ના૨પે.
(૧૬) ૩·૮૩ંના ૪ શિ. અને ૬·૧પંના ૨શિ. ૯¾પે.
(૧૭) ૨૩·૪ંપં ના ૩ મૈ. ૫ ફ઼. અને ૧૩·૨૭ંપંના ૫ એ. ૨ રૂડ.
(૧૮) ૨·૨૦૭ંના ૩પૌં. ૯શિ. ૪½ પે. અને ૨·૧૪ંપંના ૫શિ. ૮¾પે.
(૧૯) ·૩૯૭૯૧૬ંના ૧ પૌં. અને ·૪૦૯૭૨ં ગિની.
(૨૦) ·પં૭૧૪૨૮ંના ૧ ક્વાર્ટર; અને ·ૅ૨૮૫૭૧૪ં હંડ્રેડવેટ.



## EX. 46 એક્સર્સાઇઝ ૪૬ મી.

નીચેના દાખલાઓને દશાંશ રૂપમાં આણો.

( ૧ ) ૯શિ. ૬પે. ને ૧પૌં. ના અને ૨શિ. ૨$\frac{૧}{૪}$ પે. ને ૫ પૌં. ના દશાં-
શનું રૂપ આપો.

( ૨ ) ૫ શિ. ને ૧૩ શિ. ૮પે. ના અને ૧૭ શિ. ૩ પે. ને ૧૦ શિ.ના
ના દશાંશનું રૂપ આપો.

( ૩ ) ૧ પૌં. ૨ શિ. ૬ પે. ને ૧ પૌં. ના અને ૨શિ. ૭$\frac{૧}{૨}$પે. ને ૧૦શિ.
ના દશાંશનું રૂપ આપો.

( ૪ ) ૩શિ. ૩$\frac{૩}{૪}$પે. ને ૧પૌં. ૬શિ. ૬પે. ના અને ૩પૌં. ૪શિ. ૨પે. ને
૨શિ. ૪પે. ના દશાંશનું રૂપ આપો.

( ૫ ) ૬શિ. ૬$\frac{૩}{૪}$પે. ને ૧ ગિનીના અન ૭શિ. ૧૦$\frac{૧}{૨}$પે. ને ૨ પૌં. ના
દશાંશનું રૂપ આપો.

( ૬ ) ૯ઔં. ૨ડ્રા. ને ૧પાં ના અને ૩ફ. ૩૩યા. ને ૧ મૈ. ના દશાંશનું
રૂપ આપો.

( ૭ ) ૨ મૈ. ૧૬૦૦યા. ને ૧ લીગના અને ૧૨ક. ૫૫મિ. ૨૧સે. ને ૧
દિવસના દશાંશનું રૂપ આપો.

( ૮ ) ૩ક્વા. ૩પાં. ૧ઔં. ૭ડ્રા. ને ૧હં.ના અને ૧૮૮ દિવસને ૧ વરસ-
ના દશાંશનું રૂપ આપો.

( ૯ ) ૧૫શિ. ૬$\frac{૩}{૪}$પે. ને ૪પૌં. ના અને ૧હં. ૩ક્વા. ૭પાં. ને ૨$\frac{૧}{૨}$ ટન-
ના દશાંશનું રૂપ આપો.

(૧૦) ૩$\frac{૩}{૩}$ ગિનીને ૧૦૦ પૌં. ના અને ૪$\frac{૧}{૨}$પાં ને ૩ક્વા. ૧૨પાં. ના દશાં-
શનું રૂપ આપો.

(૧૧) ૧૩ શિ. ૪ પે.ને ૧ ક્રા.ના અને ૨ ટ. ૪।। હં. ને ૧ ટ. ૧૧।
હં. ના દશાંશનું રૂપ આપો.

(૧૨) ૩$\frac{૧}{૨}$ ઇંચને $\frac{૧}{૪}$ મૈ.ના અને ૨૨ ગિનીને ૨૫ પૌં. ના દશાંશનુ રૂપ આપો.

(૧૩) ૨ રૂ. ૪ પો.ને ૧ રૂ. ૫ પો.ના અને ૨ પૌં. ૧૧ શિ. ૬$\frac{૩}{૪}$ પે.ને ૩ પૌં.ના દશાંશનું રૂપ આપો.

(૧૪) ૮ ચો. ફુ. ૨૦ ઈ.ને ૧૨ ચો.ઈ. ના અને ૭ શિ. ૫$\frac{૧}{૨}$ પે.ને ૧ પૌં.ના દશાંશનું રૂપ આપો.

(૧૫) ૨ અઠ. ૬ા દિવસને ૪ દિ. ૩ ક.ના અને ૬ પૌં. ૧૨ શિ. ૬$\frac{૩}{૪}$ પે. ને ૧$\frac{૧}{૨}$ ગિનીના દશાંશનું રૂપ આપો.

(૧૬) ૩ ક. ૩ મિ. ૨ા સેકન્ડને ૧ દિ.ના અને ૨૪ પૌં. ૧૨ શિ. ૬ા પે.ને ૪ પૌંડના દશાંશનું રૂપ આપો.

## EX. 47 એક્સર્સાઇઝ ૪૭ મી.

દશાંશ અપૂર્ણાંકના પરચુરણ દાખલા.

(૧) ૧૪·૪ અને ૧·૪૪ ના સર્વાળાને એજ રકમની બાદબાકી વડે ભાંગવાથી વ્યવહારી અપૂ. શું આવશે ?

(૨) ·૦૩૩૩ ના અર્ધા કા.ને ·૫ એ ગુણવાથી શી કીંમત આવશે ?

(૩) એક વર્તુળનો પરિઘ તેના વ્યાસથી ૩·૧૪૧૬ ગણો મોટો થાય છે. એ પ્રમાણે ગણુતાં પૃથ્વિ જેનો પરિઘ ૨૪૮૫૭ મૈલનો છે તેનો ત્રિજ્યા શોધી કાઢો.

(૪) જો વરસની લંબાઈ ૩૬૫.૨૪$\frac{૨}{૯}$ દિવસને બદલે ૩૬૫$\frac{૧}{૪}$ દિવસની ગણીએ તો ૪૦૦ વરશમાં કેટલો ફેર પડશે ?

(૫) $\frac{૭}{૨૫૬}$ અને $\frac{૨૫૬}{૭}$ એ બંનેને દશાંશનું રૂપ આપો અને ૩·૭૫ તથા ૩·૭૫ ને વ્યહવારી અપૂ.નું રૂપ આપો. અને ·૨૩૫ ને ·૦૦૨૧ અને ૧·૨ થી ગુણો.

( ૬ ) ૭ શિ, ૬ પે. ને ૧ પૌં. ના દશાંશનું રૂપ આપો; ૨·૬૬૨૫ પૌં. ની કીંમત કાઢો, અને ૧ ઔં. ની કીંમત ·૦૩૧૨૫ પૌં. લેખે ·૦૬૨૫ પાઉંડ વજનની કીંમત શી ?

( ૭ ) ·૬ પૌં. + ·૩૧૨૫ શિ. + ·૨ં ના ૧ ગિનીની કીંમત કાઢો.

( ૮ ) $\frac{૩}{૨૨}$ અને ૪$\frac{૩}{૧૪}$ ને દશાંશનું અને ·૦૧૨ં૩ં ને વ્યહવારી અપૂર્ણાંનું રૂપ આપો અને ૧૮·૦૭૩ ને ·૦૩૪૧ અને ૫૩૦૦થી ભાંગો.

( ૯ ) ·૪૫૩૧૨૫ પૌં. + ૧·૧૪૮૪૩૭૫ શિ. + ·૭૧૮૭૫ પેન્સની કીમત કાઢો.

(૧૦) ·૩૭૫ પૌં. ને ૧ ગિનીના દશાંશનું, અને ૧·૨૫ના ૩·૬૭૫ પૌંડને ૧૦·૫ શિ. ના દશાંશનાં રૂપમાં આણો.

(૧૧) .૩૦૦૬૯૪ ના ૧ દિ.; અને ·૯૧૭૮૯૭ં૫ં૨ ના ૨ એકરની કીંમત કાઢો.

(૧૨) ૩$\frac{૨}{૫}$+૪$\frac{૧}{૮}$+૧$\frac{૧૧}{૪૦}$+૩$\frac{૧૩}{૬૨૫}$ ની વ્યહવારી તથા દશાંશ અપૂ. એ બંને રીતે કિંમત શોધી કહાડો. અને એ બંનેના જવાબ મળતા આવે છે એ બતાવો.

(૧૩) ૧·૮૭૫ ગિની+૧·૮૭૫ ક્રા.+૧·૮૭૫ ના ૩·૬૨૫ પૌં. ની કીં-મત શોધી કાહાડો.

(૧૪) ૫$\frac{૧}{૨}$ અર્ધિ ગિની અને ૩·૧૨૫ પૌં.નો તફાવત શોધી કાહાડો અને જે જવાબ આવે તેને $\frac{૧}{૨}$ ક્રાઉનના દશાંશના રૂપમાં આણો

(૧૫) ૧ શિ. ૭$\frac{૧}{૪}$ પે.ને ૫૭૮૨·૫ થી ગુણો અને ૧૬૮ પૌં. ૫ શિ. ૪$\frac{૨}{૨૫}$ પે.ને ૧·૩૨ થી ભાંગો.

(૧૬) $\frac{૧}{૨}$ ઔંં બુંદની કીંમત ·૪૫૮ં૩ં શિ. પડે તો ·૦૦૧૫૬૨૫ ટ-નની કિંમત શી ?

(૧૭) ૧·૬ ના ૩·૪ ના ૧·૧૨૫ પૌં. અને $\frac{૩}{૪}$ ના ૩·૬ં ના ૯.૧૧૨૫ પૌં.

ની બાંદબાકી કરો.

(૧૮) $\frac{૧૭}{૨૫૬}$ અને $\frac{૧}{૧૦૧}$ ને દશાંશનું અને ·૦૬૭૫ અને ·૦૬૭પં ને વ્યહ-વારી અપૂર્ણાંકનું રૂપ આપો. અને ·૭૩૧૨૫ ના ૫ પૌંડની કીમત શોધી કાહાડો.

(૧૯) ૧ પાં. ખાંડના ·૦૭૦૩૧૨૫ ના ૮શિ. લેખે ·૦૬૨૫ હંડ્રવેટની કિંમત શી?

(૨૦) $\frac{૩}{૫}$, $\frac{૭}{૮}$, $\frac{૯}{૧૦}$ અને $\frac{૭}{૩૨}$ નો દશાંશ અને વ્યહવારી અપૂર્ણાંક એ બંને રીતે સર્વાળો કરો અને બંને જવાબ ગળતા આવેછે તે દેખાડો

(૨૧) ૩·૫ શિ.+૨·૯ ના ૨૩·૩૭૫ શિ.−$\frac{૧૭૫}{૩૦૫}$ના ૧૬·૬ શિ. ની કિંમત શોધી કાહાડો.

(૨૨) ૧૭·૪૨૮૫૭૧ ચો.ફુ. અને ૧૦૦·૮ચો. ઈંચિની તથા ૧·૭૬ ઘન યાર્ડ અને ૨૬·૬૬ ઘનફુટની બાદબાકી કરો.

(૨૩) ·૦૨૩૫ને ૮·૦૮થી ગુણો: ·૦૬૨૫ને ૨·૫થી ભાંગો અને ·૮૪૩૫૪૧૬ના ૫ પૌંડની કિંમત શોધી કાઢો.

(૨૪) ૬શિ. ૦$\frac{૩}{૪}$પે. ને ૮૫·૩૧૨૫થી ગુણો અને ૧૦પૌં. ૧૧શિ. ૩પે.ને ૨૯·૨૫થી ભાંગો.

(૨૫) ૪·૪ ના ૧ગિની−૩·૭૫ ના અર્ધાક્રાઉન+·૪૧૬પૌં.−·૩૫૭૧૪૨૮ ના ૧ ગિનીની કીંમત શોધી કાહાડો.

(૨૬) ૨૭·૩ફુ. લાંબી અને ૨૦·૧૬ફુ. પોહોળી જમીનપર પાથરવાને ૨·૪ફુ. પનાની શેતરંજી કેટલા યાર્ડ જોઇએ ?

(૨૭) ૩૭૫ ના ૫.૩૭૫પૌં. અને ·૦૬૩૨૮૧૨૫ ના ૧૦૦ પૌં. ની કિંમત કાહાડો અને ૨ પૌં. ૭ શિ. ૯$\frac{૩}{૪}$પે. ને ૧૦ શિ. ના દશાંશ ના રૂપમાં આણો.

(૨૮) ૩·૫+૨·૮૩+·૬+૧·૧૭૫; ૧૧·૭૩−૧૦·૯૧૬; ૩·૩૭૫×૧·૬×

૪·૮; $\frac{૩.૩૭૫}{૪૦૫}$; ની કીંમત શોધી કાઢો અને જે જવાબ આવે તેનો ગુણાકાર કરો.

(૨૯) ૧·૨ ના ૩·૫ ના ૪·૩૭૫ પે.+૧·૮૩ ના ૯૫૪ ના ·૪૨૮૫૭૧ ના ૪·૫ પે. ની કિંમત શોધી કાહાડો.

(૩૦) વરસ દહાડે ૧ એકરના ૩·૭૨ પૌં. પ્રમાણે ૫ા (૦૧) વરસમાં ૨૨·૭૯૧૬ એકર જમીનનું ભાડું શુ બેસશે ?

(૩૧) $\frac{૭}{૬૪}$ અને $\frac{૭}{૬૫}$ ને દશાંશનું અને ·૬૫ અને ·૦૬૫૧ ને વ્યવહારી અપૂર્ણાંકનું રૂપ આપો અને ૨ પૌં. ૩ શિ. ૩$\frac{૩}{૪}$ પે. ને ૪ પૌં. ના દશાંશના રૂપમાં આણો.

(૩૨) ·૨૮૫૭૧૪ ના ૩૦ પૌં.+૬·૮૫૭૧૪૨ પૌં.+·૨ના ·૭૧૪૨૮૫ના ·૬ પૌં.+૧·૩ ના ·૪૨૮૫૭૧ શિ. ની કિંમત શોધી કાહાડો.

(૩૩) ૨$\frac{૫}{૮}$ અને $\frac{૪}{૧૧૧}$ ને દશાંશનું અને ૨·૦૫ અને ·૨૦૫ ને વ્યહવારી અપૂર્ણાંકનું રૂપ આપો; તથા ૧૯ પૌં. ૧૭ શિ. ૨$\frac{૧}{૪}$ પે. ને ૫પૌં. ના દશાંશનું રૂપ આપો.

(૩૪) ૧ હં. ૨ ક્વા. ૩ પાં. ને ૫·૨૨૫ થી ગુણો અને ૩૮૩૪પૌં. ૦શિ ૫$\frac{૧}{૪}$પે. ને ૪૪૧·૭૫ થી ભાંગો.

(૩૫) ૧ઔંસ સોનાની કિંમત ૪·૦૭૯૯પૌં લેખે ૧·૬૮૩પાઉંડ વજનના એક સોનાના સળીઆની કિંમત શી બેસશે ?

(૩૬) ·૬ના ૧ પૌં. + ·૮ ના ૫ શિ. ૩પે. + ૩·૭૫ના ૧ ક્રાઉનને ૧૬ શિ. ના દશાંશ રૂપમાં આણો.

(૩૭) ૧·૭૫ને કયા દશાંશથી ગુણીએ તો જવાબ $\frac{૧}{૪}$, $\frac{૧૬}{૨૫}$, $\frac{૪૩}{૫૦}$ અને ૩$\frac{૧}{૨}$ ના સર્વાળા બરોબર આવે ?

(૩૮) ·૨૮૫ ને ૪·૦૨ થી ગુણો; ૨·૯૬૧ ને ·૦૦૭ થી ભાંગો; અને ૨·૭૭૮૧૨૫ ના ૬ શિ. ૮ પે. ની કિંમત શોધી કહાડો.

(૩૯) $\left(\frac{૨.૩૭૫}{૩.૧\dot{૬}} \text{ ના } \frac{૪.\dot{૪}}{.૦૬૨૫}\right) \div \left(\frac{૮.\dot{૮}}{૭} \text{ ના } \frac{૪}{૫.૬૨૫}\right)$ ને સાદા રૂપમાં આણો.

(૪૦) ૨પૌં. ૧૬શિ. ૧૦.૭૫પે. ને ૧૪૪.૩૩થી ગુણો અને ૯૭૫૩પૌં. ૧૪શિ. ૮$\frac{૧}{૪}$પે. ને ૨૩૪.૫થી ભાંગો.

(૪૧) ૩.૨૭૫ના ૧૦પૌં. ની કિંમત શોધી કાહાડો; ૩.૨૭૫ને ૧૨.૮થી ગુણો અને .૦૬૨૫ને .૦૦૦૦૫થી ભાંગો.

(૪૨) $\frac{૧૧}{૫૧૨}$ અને $\frac{૨}{૩૩}$ ને દશાંશનું અને ૨.૦૩૨૫ તથા .૩$\dot{૪}$૦$\dot{૫}$ને વ્યહ-વારી અપૂર્ણાંકનું રૂપ આપો અને ૨પાં. ૩આં. ને ૧ ટનના દ-શાંશ રૂપમાં આણો.

(૪૩) ૧.૭૫શિ. ને ૧પૌં. ના અને ૨.$\dot{૬}$ના .૮૭૭૦૮$\dot{૩}$ પૌંડને અર્ધા સૉ-વરીનના દશાંશ રૂપમાં આણો.

(૪૪) ૩$\frac{૩૭}{૪૩}$ ના ૩ પૌં. ૧૨ શિ. ૬$\frac{૩}{૪}$ પે. ની કિંમત કાહાડો અને જે જવાબ આવે તેને ૩૫પૌં. ૦શિ. ૩$\frac{૩}{૪}$પે.ના દશાંશના રૂપમાંઆણો.

(૪૫) $\frac{૨.૮ \text{ ના } ૨.\dot{૨}\dot{૭}}{૧.૧\dot{૩}\dot{૬}} + \frac{૪.\dot{૪} - ૨.૮\dot{૩}}{૧.\dot{૬} + ૨.\dot{૬}૨\dot{૯}} \text{ ના } \frac{૬.૮ \text{ ના } ૩}{૨.૨૫}$ ને સાદારૂપમાં આણો.

(૪૬) $\frac{૪}{૫}$ ના ૨.૬૨૫ ગિનીની કિંમત શોધી કહાડો અને ૨૬.૫ પોલ તથા ૭૦$\frac{૩}{૫}$ ચો. યા. વચ્ચેનો તફાવત શોધી કહાડો.

(૪૭) ૬.૮$\dot{૩}$ ના ૩.૮૬૭૭૦૮$\dot{૩}$ પૌં. + ૫ ૮ ના પૌં. ૨.૪૧૧૪૫૮$\dot{૩}$ −૪.૩૭૫ ના ૧.૩ પૌં. ની કિંમત શોધી કરાડો.

(૪૮) નીચેના દાખલાને (દશાંશ પાચ સ્થળ સુધીમાં) દશાંશનું રૂપ આપો.

$$૧૬\left(\frac{૧}{૫} - \frac{૧}{૩\times૫^{૩}} + \frac{૧}{૫\times૫^{૫}} - \frac{૧}{૭\times૫^{૭}} + \text{વીગેરે.}\right) - \frac{૪}{૨૩૯}.$$

(૪૯) ૧.૧૫ પૌં. + ૨.૦૬૨૫ ગિની + .૦૦૭૮૧૨૫ ના ૩૨ શિ.નો

સરવાળો કરો અને જવાબ આપે તેને અડધા સૉવરીનનું દશાંશનું રૂપ આપો.

(૫૦) નીચેના દાખલાની એવી રીતે (૭) રકમ માંડીને દશાંશમાં જવાબ લાવો.

$$૧ + \frac{૧}{૧} + \frac{૧}{૧\times૨} + \frac{૧}{૧\times૨\times૩} + \frac{૧}{૧\times૨\times૩\times૪} + \text{વીગેરે.}$$

## હેંબ્લિંસ્મિથ તથા બર્નાર્ડસ્મિથના દાખલા.

નીચેના દાખલાને સાદા રૂપમાં આણો.

(૧) $૧\cdot\dot{૩} \times (૨\cdot૪ + ૭\cdot\dot{૫}) + ૨\cdot૩\dot{૬}\dot{૪} - ૧\cdot\dot{૬}૯\dot{૭}$

(૨) $$\frac{(૩\cdot૨-૨\cdot૯) \times ૧૪૭}{\cdot૦૦૩ \times \cdot૦૦૦૫}$$

(૩) $$\frac{(૩\cdot૭૧-૧\cdot૯૦૮) \times ૭\cdot૦૩}{૨\cdot\dot{૨} - \frac{૭૪}{૩૩૩}}$$

(૪) $$\frac{૨\cdot૮ \text{ ના } ૨\cdot\dot{૨}\dot{૭}}{૧\cdot૧\dot{૩}\dot{૬}} + \frac{૪\cdot\dot{૪}-૨\cdot૮\dot{૩}}{૧\cdot\dot{૬}+૨\cdot\dot{૬}૨\dot{૯}} \text{ના } \frac{૬\cdot૮ \text{ના } ૩}{૨\cdot૨૫}$$

(૫) $$\frac{૧-\cdot૦૫}{૫+\cdot૫} \times \frac{૩-\cdot૮}{૩\cdot૮} \div \frac{૧}{૧૦}$$

(૬) $\{\cdot૧૮ + \cdot૦૦૯\} \div \cdot૦૧૬.$

(૭) $$\frac{\cdot૦૦૪ \div \cdot૦૦૦૫}{૨\cdot૪\dot{૨}\dot{૩}+૩\cdot\dot{૧}૭\dot{૬}+૨\cdot૦\dot{૦}૦૧૯૧\dot{૧}}$$

(૮) $$\frac{૩\cdot\dot{૫}-૧\cdot૮\dot{૩}}{૯\cdot\dot{૭}-૬\cdot\dot{૪}} \times \frac{૧}{૭૧} \div \frac{૩\cdot૧ \times \cdot૧\dot{૦}\dot{૧}}{૨\cdot\dot{૧}\dot{૫}}$$

## Ex. 48. એકસર્સાઇઝ ૪૮ મી.

### પાંતીના દાખલા.

નીચેના દાખલાની કીમત કાહાડો.

| | પૌં. | શિ. | પે. | લેખે. | ચીજની. | | પૌં. | શિ. | પે. | લેખે. | ચીજની |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| (૧) | ૬ | ૧૦ | ૦ | ,, | ૧૨૯ | (૨) | ૪ | ૬ | ૮ | ,, | ૩૪૩ |
| (૩) | ૯ | ૫ | ૦ | ,, | ૧૫૭ | (૪) | ૭ | ૪ | ૦ | ,, | ૩૬૨ |
| (૫) | ૮ | ૩ | ૪ | ,, | ૨૭૧ | (૬) | ૧ | ૨ | ૬ | ,, | ૧૮૭ |
| (૭) | ૧૧ | ૧ | ૮ | ,, | ૨૮૯ | (૮) | ૧૨ | ૧૧ | ૦ | ,, | ૪૯૫ |
| (૯) | ૧ | ૧૬ | ૮ | ,, | ૪૪૭ | (૧૦) | ૪ | ૧૩ | ૪ | ,, | ૫૫૫ |
| (૧૧) | ૯ | ૧૧ | ૮ | ,, | ૩૬૧ | (૧૨) | ૨ | ૧૨ | ૬ | ,, | ૬૭૭ |

---

## EX. 49. એકસર્સાઇઝ ૪૯ મી.

નીચેના દાખલાની કીમત કાહાડો.

| | પૌં. | શિ. | પે. | લેખે. | ચીજની. | | પૌં. | શિ. | પે. | લેખે. | ચીજની |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| (૧) | ૩ | ૧૫ | ૦ | ,, | ૧૨૭ | (૨) | ૫ | ૭ | ૬ | ,, | ૨૩૫ |
| (૩) | ૪ | ૧૨ | ૦ | ,, | ૩૩૯ | (૪) | ૬ | ૧૭ | ૬ | ,, | ૩૪૧ |
| (૫) | ૭ | ૧૭ | ૦ | ,, | ૨૫૩ | (૬) | ૧ | ૧૮ | ૬ | ,, | ૪૫૭ |
| (૭) | ૧૧ | ૧૪ | ૬ | ,, | ૩૬૫ | (૮) | ૭ | ૧૫ | ૬ | ,, | ૫૭૩ |
| (૯) | ૧ | ૬ | ૬ | ,, | ૨૮૫ | (૧૦) | ૮ | ૧૩ | ૬ | ,, | ૩૮૯ |
| (૧૧) | ૬ | ૧૮ | ૯ | ,, | ૪૯૨ | (૧૨) | ૧ | ૧૬ | ૯ | ,, | ૨૯૯ |

---

## EX. 50 એક્સર્સાઇઝ ૫૦ મી.

નીચેના દાખલાની (પાંતી પાડીને) કીંમત કાઢો.

| | શિ. | પે. લેખે | ચીજની કિંમત શી? | | શિ. | પે. લેખે | ચીજની |
|---|---|---|---|---|---|---|---|
| (૧) | ૨ | ૧$\frac{૧}{૪}$ ,, | ૨૨૭ | (૨) | ૩ | ૨$\frac{૩}{૪}$ ,, | ૧૪૯ |
| (૩) | ૪ | ૨$\frac{૧}{૨}$ ,, | ૮૫૪ | (૪) | ૪ | ૯$\frac{૩}{૪}$ ,, | ૩૫૬ |
| (૫) | ૫ | ૭$\frac{૩}{૪}$ ,, | ૩૬૫ | (૬) | ૭ | ૮$\frac{૧}{૨}$ ,, | ૩૭૩ |
| (૭) | ૮ | ૧૧$\frac{૧}{૨}$ ,, | ૧૭૭ | (૮) | ૯ | ૨$\frac{૩}{૪}$ ,, | ૭૮૪ |
| (૯) | ૧૧ | ૮$\frac{૩}{૪}$ ,, | ૪૮૯ | (૧૦) | ૧૩ | ૫$\frac{૧}{૨}$ ,, | ૧૯૩ |
| (૧૧) | ૧૪ | ૪$\frac{૩}{૪}$ ,, | ૩૯૫ | (૧૨) | ૧૭ | ૧૧$\frac{૩}{૪}$ ,, | ૪૯૯ |

## EX. 51. એક્સર્સાઇઝ ૫૧ મી.

| | પૌં. | શિ. | પે. લેખે | ચીજની | | પૌં. | શિ. | પે. લેખે | ચીજની |
|---|---|---|---|---|---|---|---|---|---|
| (૧) | ૨ | ૧૯ | ૩$\frac{૧}{૨}$ ,, | ૧૩૫ | (૨) | ૪ | ૧૭ | ૭$\frac{૩}{૪}$ ,, | ૨૧૭ |
| (૩) | ૩ | ૧૮ | ૪$\frac{૩}{૪}$ ,, | ૨૭૩ | (૪) | ૭ | ૧૪ | ૫$\frac{૧}{૨}$ ,, | ૩૨૨ |
| (૫) | ૦ | ૮ | ૮$\frac{૧}{૨}$ ,, | ૨૮૯ | (૬) | ૦ | ૯ | ૭$\frac{૩}{૪}$ ,, | ૩૭૩ |
| (૭) | ૫ | ૧૭ | ૧૧$\frac{૧}{૨}$ ,, | ૪૩૧ | (૮) | ૬ | ૧૫ | ૧૦ ,, | ૩૯૭ |
| (૯) | ૦ | ૭ | ૧૦$\frac{૩}{૪}$ ,, | ૫૧૧ | (૧૦) | ૦ | ૧૧ | ૯$\frac{૧}{૪}$ ,, | ૬૨૩ |
| (૧૧) | ૬ | ૧૫ | ૧૦$\frac{૩}{૪}$ ,, | ૨૭૧ | (૧૨) | ૫ | ૧૮ | ૧૧$\frac{૧}{૨}$ ,, | ૩૩૩ |

## EX. 52. એક્સર્સાઇઝ ૫૨ મી.

(૧) ૧ હંડ્રેડવેટના ૨ પૌં. ૧૭ શિ. ૯ પે. પડે તો ૬ હં. ૧ ક્વા. ૧૧ પાઉંડની કિંમત શી?

(૨) ૧ હં.ના ૪ પૌં. ૧૪ શિ. પડે તો ૩ હં. ૩ ક્વાટર. ૫ પાં. નું શું બેસે?

(૩) ૧ હં. ના ૫ પૌં. ૧૧ શિ. ૧$\frac{૧}{૨}$ પે. પડે તો ૯ હં. ૨૧ પાં. નું શું બેસે?

(૪) ૧ હં.ના ૩ પૌં. ૧ શિ. ૫ડે તો ૨ હં. ૪ પાં. ૧૨ ઔં.નું શું બેસે?

(૫) ૧ પાં.ના ૨ પૌં. ૧૪ શિ. ૬ પે. ૫ડે તો ૩ ક્વા. ૫ પાં. ૯ ઔં. નું શું. ?

(૬) ૧ પાં. ના ૧૫ શિ. ૯ પે. ૫ડે તો ૨ ક્વા. ૯ પાં. ૧૩ આં. નું શું બેસે ?

(૭) ૧ પાં.ના ૧૮શિ. ૬ પે. બેસે તો ૨ ક્વા. ૭ઔં. ૯ડ્રા.નું શું બેસે?

(૮) ૧પાં.ના ૧પૌં. ૩શિ. ૯પે.લેખે. ૨હં.૨પાં.૨ ઔં.૧૨ડ્રા.નું શું બેસે?

(૯) ૧હં.ના ૭પૌં. લેખે. ૩હં. ૩ક્વા.૨૭પાં.૧૫આં.૧૨ડ્રા.નું શું પડે?

(૧૦) ૧આં.ના ૭શિ.૯પે.લેખે ૬આં. ૧૮પેનિવેટ ૨૦ગ્રેનનું. શું બેસે?

(૧૧) ૧આં.ના ૧૭શિ. ૬પે. લેખે ૩પાં ૫આં. ૧૪ પેનિ. ૧૨ ગ્રે.નું શું?

(૧૨) ૧ યાર્ડના ૧૮ શિ. ૮ પે. લેખે ૨૨ યાર્ડ. ૨ ફુ. ૨ ઈંચનું શું ?

(૧૩) ૧ ફુટના ૯ શિ. ૪ પે. લેખે ૧૩ યાર્ડ, ૧ ફુ. ૭ ઇંચનું શું ?

(૧૪) ૧ એકરના ૨ પૌં. ૨ શિ. લેખે ૩૭ એ. ૧ રૂ. ૨૮ પોલનું શું ?

(૧૫) ૧ એકરના ૫પૌં. ૧૮ શિ. ૬ પે. લેખે ૧૭એ. ૩રૂ. ૧૯પો.નું શું?

(૧૬) ૧એકરના ૩પૌં. ૧૫ શિ. ૮ પે. લેખે ૨૧એ. ૨રૂ. ૧૨ પો.નું શું?

(૧૭) ૧ અઠવાડીઆના ૧૭ શિ. ૬ પે. લેખે ૩ મ. ૩ અ. ૪દિ.નું શું?

(૧૮) ૧ મહિના ૨ પૌં. ૮ શિ. ૪ પે. લેખે ૭ મ. ૨ અઠ. ૫દિ.નું શું?

(૧૯) ૧ અઠ. ૧ પૌં. ૨ શિ. ૯ પે. લેખે ૯ મ. ૧ અઠ. ૬ દિ. નું શું?

(૨૦) ૧ મહિનાના ૩ પૌં. ૬ પે. લેખે ૬ મ. ૩ અઠ. ૨ દિ. નું શું ?

---

## EX. 53 એક્સર્સાઇઝ ૫૩ મી.

(૧) દરેક મજુરને ૧૭ શિ. ૪$\frac{1}{2}$ પે. લેખે આપતાં ૭૨૧ મજુરને શું આપવું પડશે ?

(૨) ૧ હંડ્રેવેટના ૨ પૌં. ૪ શિ. ૧૦$\frac{1}{2}$ પે. ૫ડે તો ૧૩૭ ટન ૧૨ હંડ્રેડવેટનું શું.

(૩) ૧ રૂપીઆની કિંમત ૨ શિ. ૧$\frac{3}{4}$ પે. પ્રમાણે ૨૮૪૧૮ રૂપીઆના પગારની કિંમત શી ?

(૪) એક દેવાળીઆને ૭૩૫૭ પૌંડનું દેવું છે અને તે દરેક પૌંડે ૧૨શિ. ૯$\frac{3}{4}$પેન્સ આપવા શક્તિવાન છે તો તેને દેવું કેટલુ હશે ?

(૫) દરરોજના ૨૮ પૌં. ૮ શિ. ૨ પેં. લેખે ૩૬૫ દિ. નું ભાડું શું આવે ?

(૬) દર મહિનાના ૫ પૌં. ૧૦ શિ. ૬ પે. લેખે ૮ મ. ૨૧ દિ. નું ભાડું શું ?

(૭) ૧ ઔંસ સોનાની કિંમત ૪ પૌં. ૩ શિ. ૯ પે. લેખે ૫ ઔં. ૯ પેનીવેટ ૨૦ ગ્રે. વજનની ૧ દાબડીની કિંમત શી બેસે ?

(૮) દરેક પૌંડને પેટે ૧૩ શિ. ૪$\frac{2}{3}$ પે. લેખે ૧૭૧૦ પૌં. ૧૪ શિ. ૬ પે. ને પેટે કેટલી વેહેંચણી મળશે ?

(૯) ૧ ઘોડો એક વર્ષમાં ૫ એ. ૩ રૂ. ૨૬ પોલ જમીનની પેદાશ ખાયછે તો તે લેખે ૫૩ ઘોડાને માટે કેટલા એકર જમીન જોઇએ ?

(૧૦) એક યાર્ડના ૧ શિ. ૭$\frac{3}{4}$ પે. પ્રમાણે ૫૭૫૫ ઘન યાર્ડ વાળી એક ખાઈ ખોદાવતાં શો ખર્ચ થશે ?

(૧૧) એક દેવાળીઆને ૨૪૬૮ પૌં. દેવાછે અને તે દર પૌંડે ૧૫શિ. ૬ પે. આપી શકેછે ત્યારે તેની માલમતા કેટલી હશે ?

(૧૨) એક સોનાના સિક્કાનું વજન ૬ પેનિ. ૭ ગ્રે. થાયછે તો તે-વા ૧૦૦૦ શિક્કાનું વજન શોધી કહાડો.

(૧૩) એક અમલદારને દરરોજનો પગાર ૧૨ શિ. ૩ પે. મળેછે તે લેખે વરસ આખરે તેને શું મળશે ?

(૧૪) એક મજુરને એક દહાડાના ૨ શિ. ૯$\frac{3}{4}$ પે. મળે તો ૧૩

મજુરોને ૨૫ દહાડામાં કેટલું મળશે.

(૧૫) એક અઠવાડીઆના ૧૩ શિ. ૬ પે. લેખે ૨૩૩ દિવસ સુધિનું એક ઘરનું ભાડું શું બેસશે?

(૧૬) એક વેપારીએ ૨ પૌં ૧ શિ. ૩ પે. ના ૧ ક્વાર્ટર લેખે ૧૮૨ ક્વાર્ટર ઘઉં ખરીધા અને તે ૨ પૌં. ૧૮ શિ. ૪ પે. ના ક્વાર્ટર લેખે છુટક વેચ્યા તેથી તેને શો નફો થયો, અને તેમાં બરોબર ૧૦૪ ગિની નફાના મેળવવા માટે તેણે ઘઉં શા ભાવે ક્વાર્ટર લેખે વેચવા પડત?

(૧૭) એક માણસને દરરોજના ૨ શિ. ૫ પે. પ્રમાણે મજુરી આપતાં ૩૭૭ મજુરને એક અઠવાડીઆનું શું આપવું પડશે?

(૧૮) ૧૩૮૪ પૌં. ૧૬ શિ. ની વાર્ષિક આવકમાંથી દર પૌંડે ૨ શિ. ૯$\frac{3}{4}$ પે. લેખે જમીન વેરો આપ્યા પછી શું બાકી રહેશે?

(૧૯) એક પુલને ત્રણ કમાન છે, જેમાંની વચલીનું વજન ૩૦૪૬ ટન છે અને બીજી બે માની દરેકનું વજન ૨૬૦૦ ટન છે; તો દર ૧ ટન લોઢાના ૬ પૌં. ૧૩ શિ. ૬ પે. લેખે તે બધી કમાનની કિંમત શી બેઠી હશે?

(૨૦) એક ઓરડો ૧૦ ફુ. ૩ ઈં. ઉંચો ૧૬ ફુ. ૬ ઇ. પોહોળો અને ૧૮ ફુ. ૧૦ ઇ. લાંબો છે તેને ૧ શિ. ૭$\frac{3}{4}$ પે.ના એક ચો.યાર્ડ લેખે રંગાવતાં શો ખર્ચ લાગશે?

(૨૧) ૨ પૌં. ૧૨ શિ. ૬ પે.ના ૧ એકર લેખે ૧૩૪ એક. ૩ રૂ. ૧૬ પો.નું એક ખેતર ભાડે રાખીને તેમાંથી ૫૧ એક. ૨ રૂ. ૧૨ પો.નો કકડો ૩ પૌં. ૧૦ શિ.ના ૧ એકર લેખે ભાડે આપવા છતાં પેહેલા ભાડુતને કેટલું ઉમેરવું પડશે?

(૨૨) એક દેવાળીઆનું કરજ ૩૭૫૮ પૌં. ૧૭ શિ. ૬ પે. ગણવા-

માં આવ્યું; હવે જો તે દર પૌંડે ૧૩ શિ. ૭$\frac{૧}{૨}$ પે. લેખે દેવું પતાવી શકે છે તો તેની પુંજી કેટલી હશે ?

(૨૩) ૭ શિ. ૪$\frac{૧}{૨}$ પે.ના એક બુશલ પ્રમાણે ૫ કવા. ૩$\frac{૩}{૪}$ બુશલ ઘઉં અને ૪ શિ. ૨$\frac{૧}{૪}$ પે.ના ૧ બુશલ પ્રમાણે ૫ કવા. ૩$\frac{૩}{૪}$ બુ. ઓટ જાતના અનાજ, એ બંનેની એકંદર કીંમત શી ?

(૨૪) ૫૯$\frac{૧}{૨}$ એકર; ૭૬$\frac{૧}{૪}$ એકર; અને ૩૯ એકર. ૧૨ પો. એવા ત્રણ જમીનના કકડા વેચ્યા; પેહેલા કકડાની કિંમત દર એકરે ૧૨ પૌં. ૭ શિ. ૧૦ પે. બીજાની ૧૩ પૌં. ૧૫ શિ. ૯ પે. અને ત્રીજાની ૧૬ પૌં. ૮ શિ. ૬ પે. લેખે બધું મળી શું ઉપજ્યું હશે?

(૨૫) ૨ પૌં. ૦ શિ. ૬ પે. ના ૧ હં. પ્રમાણે ૮ હં. ૨ કવા. ૧૪ પાં. વજનની એક નવી ટાંકી બનાવવાનો શો ખર્ચ લાગશે ? ધારો કે જે જુની ટાંકીનું વજન ૬ હં. ૧ કવા. ૧૦ પાં. છે તેના સીસાના દર ૧ હં.ની કિંમત ૧ પૌં. ૧૧ શિ. ૬ પે. ઉપજે છે.

## EX. 54 એકસર્સાઇઝ ૫૪ મી.

નીચેના દાખલાઓને સાદા પ્રમાણમાં રૂપ આપો.

(૧) ૨, ૩, ૪. (૨) ૩, ૪, ૫. (૩) ૪, ૫, ૬. (૪) ૫, ૬, ૭.
(૫) ૨, ૫, ૭. (૬) ૪, ૫, ૮. (૭) ૨, ૭, ૯. (૮) ૫, ૭, ૭.

## EX. 55. એકસર્સાઇઝ ૫૫ મી.

(૧) જો ૧૨ યાર્ડ કપડાની કીંમત ૧૫ પૌંડ પડે તો ૮ યાર્ડનું શું ?
(૨) ૪૬ બુશલ ઘઉંના ૧૬ પૌંડ પડે તો ૭૨ પૌં.ના કેટલા ઘઉં આવે ?
(૩) ૪૯૫ ગ્યાલન દારૂના ૩૯૬ પૌંડ પડે તો ૯૦ ગ્યાલનનું શું બેસે ?
(૪) ૧૬૮ એકર જમીનનું ભાડું ૩૬૪ પૌંડ પડે તો ૬૫ પૌં. માં કે-

ટલા એકર જમીન ભાડે રખાય ?

(૫) ૧૮૦ પૌંડની ૬૩ (ઘાસની) ગંજી મળે તો ૧૦૦ પૌંડની કેટલી ?

(૬) ૮૦ ડઝન (દારૂ) ના ૧૭૬ પૌંડ લેખે ૨૫ ડઝનનું શું બેસશે.

(૭) ૩૮૫ યાર્ડ કપડાના ૨૫૩ પૌં. પડે તો ૧૩૮ પૌંડનું કેટલા યાર્ડ આવે?

(૮) ૭૧૪યાર્ડ (કેંબ્રીક નામના કપડા) ની કિંમત ૮૫ પૌંડ પડે તો ૪૫ પૌંડનું કેટલા વાર કપડું આવશે ?

(૯) જો ૩૬ એકર. ૩ રૂડ જમીનનું ભાડું ૮૪ પૌંડ પડે તો ૨૧ એકર ૩ રૂડ અને ૨૦ પોલનું શું પડશે ?

(૧૦) ૭હં. ૩કવા. ૧૪પાં. ખાંડના મારે ૧૮પૌંડ આપવા પડે છે તો ૪હ. ૧કવા. ૧૪પાં. નું શું આપવું પડશે ?

(૧૧) જો ૮૦પૌંડ ૧૫શિ. ના ૫૧ ક્વાર્ટર જવ મળે તો ૬૨પૌં. ૧૪શિ. ના કેટલા ક્વાર્ટર જવ મળે ?

(૧૨) ૧૭૨હં. ૨કવા. ૧૮પાં. બટાકાની કિંમત ૯૪પૌં. ૧૭શિ. ૬પે. પડે તો ૭હં. ૩કવા. ૧૧પાંડનું શું આપવું પડે ?

---

## EX. 56 એકસાર્સાઇઝ ૫૬ મી

### ત્રિરાશી.

(૧) ૧૮એકરના ખેતરનું ૨૪પૌં. ૧૮શિ. ૬પે. ભાડું ઉપજે છે તો તેજ ભાવે ૪૨ એકરના ખેતરનું શું ઉપજે?

(૨) એક ચાકરને વાર્ષિક ૨૫પૌંડના પગાર લેખે ૮૭ દિવસનો પગાર શો મળશે?

(૩) જો ૬૫ માઇલ જતાં ૧પૌં. ૧શિ. ૮પે. ગાડી ભાડું બેસે તો ૨પૌં. ૧૮શિ. ૮પે. માં કેટલા મૈલ જવાય ?

(૪) એક ચરખામાંથી ૨ક. ૪૬મિ. ૩૦સે. માં ૫૪ પાઉંડ ઉન પીં-

જાય તો ૨૪પાઉંડ ઉન પીંજાતા શો વખત લાગશે?

(૫) ૫ એકર જમીનનું ભાડું ૪પૌં. ૧૩શિ. ૪પે. પડે તો ૭૦પૌં. ૧૦શિ. ૬પે. માં કેટલી જમીન ભાડે રખાય?

(૬) ૪૪૫ એકર ઉપર ૧૪પૌં. ૧૪શિ. ૯$\frac{૩}{૪}$પે. કર આપવો પડે તો ૨૦ એકર પર કેટલો કર આપવો પડે?

(૭) ૨૫ પૌંડના ભાડા ઉપર ૨ પૌં. ૧૦ શિ. આપવા પડે તો ૧૦પૌં. ૫ શિ. ૪$\frac{૧}{૨}$ પે.પર શું આપવું પડે?

(૮) ૭૯૧ પૌં. ૧૩ શિ. ૪ પે.પર ૩૯ પૌં. ૧૧ શિ. ૮ પે. નીરાશ્રીત ફંડમાં આપવા પડે તો ૯૫ પૌં. ૧૦શિ. ૯$\frac{૧}{૨}$ પે.પર શું આપવું પડે?

(૯) એક ગામડામાં ગરીબોનો ખરચ ૧૧૦ પૌં. ૭ શિ, ૬ પે. થાયછે અને ત્યાંનું ભાડું સઘળું મળીને ૨૦૦૦ પૌં. ઉપજે છે તો તે બધો ખર્ચ કાઢવાને દર પૌંડે શો કર લેવો પડે?

(૧૦) એક ઘર ૨૫ ગિની માટે ભાડે આપ્યુંછે તેપર ૪ પૌં. ૧૧ શિ. ૧૦$\frac{૧}{૨}$ પે. કર દાખલ આપવામાં આવેછે તો ૬૫ પૌં. ૧૦ શિ. ૬ પે. ભાડાપર કેટલો કર (છાપો) લાગશે?

---

## EX. 57 એક્સર્સાઇઝ ૫૭ મી.

### (ત્રિરાશી.)

(૧) ૧૦૦ કારીગર એક કામ ૧૨ દહાડામાં કરી શકે તો તેજ કામ ૮ દહાડામાં પુરૂં કરવાને કેટલા કારિગર કામે લગાડવા જોઇએ?

(૨) એક કિલ્લામાં ઘેરાયલા લશ્કર પાસે દરરોજના દરેક માણસને ૧૮ ઔં. લેખે ૪ મહિના ચાલે એટલો ખોરાક છે તે ખોરાક દરેક માણસને દરરોજના ૧૨ આઉંસ પ્રમાણે આપતાં કેટલો વખત ચાલશે

(૩) ૮ મહીનાને વાયદે મેં મારા દોસ્ત પાસેથી ૩૦૦ પૌંડ ઉછીના

લીધા છે તેના બદલામાં હું તેને ૨૦૦ પૌંડ કેટલા વખત માટે ઉછીના આપી શકું ?

(૪) ૧૦૮ માણસો ૨૬૬ દીવસમાં પુરૂં કરી શકે એવું કામ ૧૬૮ દીવસમાં પુરૂં કરવાને કેટલા માણસો જોઈએ ?

(૫) એક માણસ દહાડાના ૧૨ કલાક પ્રમાણે ચાલતાં ૩ અઠવાડીઆમાં પોતાની મુસાફરી પુરી કરેછે, તો દહાડાના માત્ર ૯ કલાક પ્રમાણે તેજ ચાલે ચાલતાં તે મુસાફરી કેટલા દીવસમાં પુરી કરશે?

(૬) જો ૧ કવાટર ઘઉંની એક એક શિલીંગની કીંમતની ૪૭$\frac{1}{4}$ રોટલી બનાવવામાં આવે તો તેટલાજ લોટની બનાવેલી ૭૦ રોટલી બનાવી હોય તો તે દરેક રોટલી શી કીમતની થશે ?

(૭) ૩૫ શિલીંગના ૧ એકરના ભાવની ૪૮૦ એકર જમીનના બદલામાં ૨૭ શી. ની ૧ એકરના ભાવની કેટલી જમીન આપવી જોઇએ ?

(૮) એક ઘેરો ઘાલેલા કીલ્લામાં દરેક માણસને દરરોજના ૧૪ આંઉંસ લેખે ૩ અઠવાડીઆં સુધી ચાલે એટલો ખોરાક છે તો તેમાંથી દરરોજ દરેક માણસને કેટકેટલો ખોરાક આપીએ તો ૫ અઠવાડીઆં સુધી ચાલે ?

---

## EX 58 એકસર્સાઇઝ ૫૮ મી.

(૧) ૬૯ પાં. મીઠાની કિંમત ૯ શિ. ૧$\frac{1}{4}$ પે. પડે તો ૧૫ પાં. મીઠાનું શું?

(૨) જો ૩૧૧ ઘેટાંના ૫૮૫ પૌં. ૧ શિ. ૪$\frac{1}{2}$ પે. ઉપજેછે તો ૨૦ ઘેટાંનું શું ઉપજશે ?

(૩) એક દેવાળીઆને ૪૭૨૬ પૌં. ૧૦ શિ.નું દેવું છે અને તેની માલ મીલકત ૧૧૮૧પૌં. ૧૨ શિ. ૬પે.ની છે ત્યારે તે પોતાના

દેવાના દરેક પૌંડ પર શું આપી શકશે ?

(૪) ૨૭½ બુશલ બટાકાની કીંમત ૫ પૌં. ૪શિ. ૬પે. પડે તો ૨૫ પાં. ૧૪શિ. ૭પે.માં કેટલા પટાટા આવે ?

(૫) ૩૯હં. ૧કવા. ૧૧ પાં.ની કીંમત ૫૯પૌં. ૬ શિ. ૬ પે. પડે તો તેજ ભાવે ૧૩હં.ની કીંમત શી બેસશે?

(૬) ૬ હં. ૨ કવા. ખાંડની કીંમત ૧૪પૌં. ૧૪ શિ. ૮પે. પડે તો ૩૭૪ પૌં. ૮ શિ.ની કેટલી ખાંડ આવે?

(૭) દરેક પૌંડ પર શા પ્રમાણે કર આપીએ તો ૩૩૫ પૌં. ૭ શિ. ૬પે. પાછળ ૫૮ પૌં. ૧૩ શિ. ૯¾ પે. કરના આપવા પડે?

(૮) ૩૧ પૌં. ૧૬ શિ. ૪ પે.નો ૪૬ ગ્યાલન દારૂ આવે તો ૧૧૭પાં. ૧૧ શિ. ૮ પે.નો કેટલો આવે ?

(૯) ૧૭ હં. ૩ કવા. ૧૪પાં. ચરબીના ૩૮ પૌં. ૨ શિ. ૮ પે. પડે તો તેજ ભાવે ૫ પાં. ૧૨ શિ. ૬ પે.ની કેટલી ચરબી આવે?

(૧૦) જ્યારે ઘઊંનો ભાવ દર બુશલે ૬ શિ. હોય છે ત્યારે ૬ પેની-ની કીંમતની રોટલીનું વજન ૩ પાઊંડ થાય છે તો જ્યારે ઘઊંનો ભાવ દર બુશલે ૬ શિ. ૯ પે. હોય ત્યારે તેનું (રોટ-લીનું) વજન કેટલું હોવું જોઇએ.

(૧૧) ધારો કે આ દેશમાં ૧૨,૦૦૦,૦૦૦. મેઢાં ચરે છે. હવે જો ૧૧ મેઢાંપરથી ૧૧ પાં. ઉન ઉતરે અને ૮ પૌં. ૧૨ શિ.ના ૧ હં. લેખે તે ઉનને વેચીએ તો તે લેખે તેમના ઉનની વર-શ દહાડે શી ઉપજ થશે ?

(૧૨) ૩ ટ. ૫ હં.માંથી ૧ ટ. ૧૬ હં. ૩ કવા. ૧૨ આં. બાદ ક-રો અને જે બાકી રહે તેની ૧ કવા. ૨૭ પાં.ની ૧ પૌં. ૭ શિ. ૬ પે. પ્રમાણે કિંમત શોધી કાહાદો.

(૧૩) એક ઉમરાવની ભાડાની વાર્ષિક આવક ૮૦૫૦ પૌંડ છે અને જમીનનો છાપો (કર) દર ૧૦૦ પૌંડે ૧૧ પૌં. ૫ શિ. આપવો પડેછે તો તેની ખરેખરી આવક કેટલી ?

(૧૪) ૪$\frac{3}{4}$ યાર્ડ કપડાની કિંમત ૫ પૌં. ૧૪ શિ. ૪$\frac{1}{2}$ પે. પડે તો ૨૦ યા.ની કિંમત કેટલી પડશે ?

(૧૫) જમીન માપવાની સાંકળ ૬૬ ફુટ લાંબી છે અને તે સો કડીઓની બનેલી છે. હવે એક દીવાલનું માપ ૨૪૫૬ કડી બરાબર છે તો તેની લંબાઈ કેટલી ?

(૧૬) એક ગામડાની છાપો લેવા જોગ મીલકત ૧૨૫૦ પૌંડની છે અને ગરીબોને આશ્રો આપવા માટે ૨૭ પૌં. ૧૦ શિ. ૬ પે. વસુલ કરવા જોઇએ છે ત્યારે એક માણુસને ઘરનું ભાડું ૫૨૫ પૌં. ઉપજે છે તો તેણે શું આપવું જોઇએ.

(૧૭) ૧૪ પાં. ૩ આં. ૮ પેની. એક સોનાની લગદીની કીંમત ૫૧૪ પૌં. ૪ શિ. છે તો ૧ આં.ની કીંમત શી ?

(૧૮) એક દેવાળીઆની મીલકત ૧૦૨૦ પૌંડ છે અને તેનું દેવું ૩૨-૨૫ પૌંડનું છે ત્યારે તેના માગનારાઓને દર પૌંડે તે શું આપી શકે ?

(૧૯) એક દેવાળીઆની મીલકત ૯૮૦ પૌંડની હતી જેમાંથી તેના માગનારોને દર પૌંડે ૧૩ શિ. ૬ પે. મળે છે ત્યારે તેને દેવું કેટલું હશે ?

(૨૦) દર પૌંડે ૭ પે.ના કર પ્રમાણે ૧૩ પૌં. ૨ શિ. ૬ પે. કેટલી આયપત ઉપરનો કર ઉપજ્યો હશે?

(૨૧) **अ** એ **ब** પાસેથી ૧૦૨ દિવસની મુદતે ૧૭૫ પૌં. ૫ શિ. ઉછીના લીધા પછી તેના બદલામાં **अ**, **ब** ને ૨૧૦ પૌં. ૬

શિ. કેટલી મુદ્દત સુધી ઉછીના આપી શકે ?

(૨૨) ૬ ફુ. ૪ ઈ. લાંબી એક લાકડીનો પડછાયો જે વખતે ૫ ફુ. ૩ ઈ. હતો તેજ વખતે એક મિનારાનો છાંયો ૧૪૮ ફુ. ૪ ઈ. હતો ત્યારે તે મિનારો ઉંચો કેટલો હશે ?

(૨૩) એક ગાડી કલાકના ૯ માઈલ પ્રમાણે ૨૪ કલાકમાં લંડનથી લીવરપુલ જાય છે ત્યારે કલાકના ૩૨ મૈલ પ્રમાણે જતાં લોઢાની સડકને રસ્તે તે ત્યાં તેટલા વખતમાં પહોંચશે ?

(૨૪) એક ઘેરાયલા શેહેરમાં ૨૨૪૦૦ માણસોને ૩ અઠવાડીઆં સુધી ચાલે એટલો ખોરાક છે તે ખોરાક ૪ અઠવાડીઆં સુધી ચલાવવાને માટે કેટલા માણસોને કાહાડી મૂકવા જોઈએ ?

(૨૫) જો એક ચાકરને ૨૦ અઠવાડીઆનો પગાર ૩॥ પૌં. મળે તો તે કેટલા અઠવાડીઆં નોકરી કરીને ૧૨ ગિની કમાયો હશે?

(૨૬) ૧૫॥ હં. બોજો ૬૦ મૈલ લઈ જવાનું ભાડું ૭ શિ. ૯ પે. બેસે તો તેટલાજ પૈસામાં ૩। હં. બોજો કેટલે દુર લઈ જવાય ?

(૨૭) એક સખસ ૪૫૦ પૌં. ની આવકમાંથી દર વરસે ૫૦ ગીની બચાવેછે તો તે ૭૩ દિવસમાં કેટલું ખરચતો હશે ?

(૨૮) ૧ ટન ૩ હં. ૨ ક્વા. વજનની એક ગાંસડી લઈ જવાનું ભાડું ૨ પૌં. ૧૪ શી. બેઠું તો ૧૭ હં. ૩ ક્વા. ૭ પાં. વજનવાળી એવી ૪ ગાંસડીઓનું ભાડું શું બેસશે ?

(૨૯) એક સટ્ટામાં $૩\frac{૩}{૪}$ શેરની કીંમત ૨૭ પૌં. ૧૦ શિ. પડેછે તો $૪\frac{૫}{૮}$ શેરની કીંમત શી પડશે ?

(૩૦) $૧\frac{૨}{૩}$ યાર્ડ છીંટના ૨ શી. ૬ પે. પડે તો $૨૪\frac{૧}{૨}$ યાર્ડનું શું ?

(૩૧) $૧\frac{૩}{૮}$ હં. ખાંડના $૩\frac{૧}{૨}$ ગીની પડે તો $૧૭\frac{૩}{૪}$ પાં. નું શું બેસે ?

(૩૨) $૪\frac{૩}{૫}$ પાં. ના ૩ શિ. $૪\frac{૧}{૨}$ પે. લેખે $૧૪\frac{૩}{૮}$ પાં. નું શું પડે ?

(૩૩) ૨$\frac{૧}{૪}$ યાર્ડ છીંટના ૧ શી. ૧૦$\frac{૧}{૨}$ પે. પડે તો ૧૩$\frac{૫}{૮}$ યાર્ડનું શું ?

(૩૪) ૬$\frac{૨}{૩}$ યાર્ડના ૨૭ શિ. ૯$\frac{૧}{૨}$ પે. પડે તો ૧૮ શિ. ૨$\frac{૫૫}{૬૪}$ પે. નું કેટલું?

(૩૫) ૧ વહાણુના $\frac{૫}{૮}$ ભાગની કીંમત ૨૨૫ પૌં. પડે તો તેજ વહાણુના $\frac{૩}{૪}$ ના $\frac{૨}{૩}$ ભાગની કીંમત શી ?

(૩૬) ૩$\frac{૧}{૪}$ ફુ. લાંબો એવા ૬૩૩૬ પથ્થરની એક દીવાલ ચણાય તો તેવડીજ દીવાલ ( ભીંત ) ચણવામાં ૨$\frac{૨}{૩}$ ફુ. લંબાઇના કેટલા પથ્થર જોઇએ?

(૩૭) એક દડાનો સ્થિર સ્થિતીમાંથી પડતાં ૩$\frac{૧}{૫}$ સેકંડમાં ૧૧૫$\frac{૧}{૫}$ ફુ. નો વેગ હોય તો પેહેલી સેકંડનેઅંતે અને ૪$\frac{૩}{૪}$ સેકંડને અંતે તેનો વેગ કેટલો હેશે ?

(૩૮) ૧૩$\frac{૨}{૫}$ ટન માલની કિંમત ૫૦૦ ગિની પડેતો ૩ હં. ૧ પાં. ૧$\frac{૧}{૨}$ આં. નું શું બેસશે ?

(૩૯) ૪$\frac{૫}{૧૬}$ ઍ. આં. ના ૮$\frac{૩૧}{૩૨}$ શિ. પડે તો ૮$\frac{૧૩}{૨૪}$ પાં. નું શું ?

(૪૦) $\frac{૧}{૧૯૨}$ ના $\frac{૨}{૩}$ ના ૨$\frac{૧}{૨}$ ના ૪૦ પાં. ગાયના ઘોસની કિંમત ૧$\frac{૩}{૫૦}$ પે. પડે તો તેજ ભાવે ૬ શિ. ૭$\frac{૧}{૨}$ પેં. નું કેટલું આવે ?

---

## Ex. 59. એક્સર્સાઇઝ ૫૯મી.

### પંચરાશી.

(૧) ૧૫ પેક ઘઉં ૯ માણુસને ૨૨ દિવસ ચાલે ૨૦ પેક ૬ માણુસને કેટલા દિવસ સુધી ચાલશે ?

(૨) ૧૫ મજુરોને ૧૮ દિવસના ૩૩ પૌં. ૫ શિ. મળે તો ૨૪ દિવસમાં ૭૯ પૌં. ૧૬ શિ. કેટલા મજુરોને મળશે ?

(૩) ૨૭ માણુસો ૨ દિવશમાં ૨$\frac{૧}{૪}$ એકર જમીન ખોદે તો ૩ દિવસમાં ૨ એકર જમીન કેટલા માણુસ ખોદી શકશે ?

(૪) ૭ ઘોડા ૧૨ પૌંડમાં ૨૦ દિવસ સુધી રખાય તો ૧૮ પૌંડમાં ૧૪ દિવસ સુધી કેટલા ઘોડા રખાય?

(૫) ૯ માણસો ૬ મહીનામાં ૧૪૭ પૌંડ ખરચે તો ૧૩૦ પૌંડ ૧૩ શિ. ૪ પે. ૪ મહિના સુધીમાં કેટલા માણસો ખરચે?

(૬) ૬ ઘોડા ૮ દિવસમાં ૩૭૫ પૌંડ અનાજ ખાય તો ૪ ઘોડા ૧૦ દિવસમાં કેટલું અનાજ ખાય?

(૭) ૧૧ કાગળના ૧ પુસ્તકની ૩૦૦૦ નકલ પાછળ ૬૬ રીમ કાગળ જોઈએ તો ૧૨॥ કાગળના એક પુસ્તકની ૫૦૦૦ નકલ પાછળ કેટલાં રીમ કાગળ જોઇએ?

(૮) ૮ માણસો ૫ દિવસમાં ૯ પૌંડ કમાય તો તેજ હીસાબે ૩૬ માણસોને ૨૪ દિવસમાં શું મળશે?

(૯) ૫ માણસોને ૨૨ અઠવાડીઆં ૬ દિવસનો ખર્ચ ૧૦૦ પૌંડ થાય તો ૧૫૦ પૌંડ ૧૨ માણસોને કયાં સુધી ચાલે?

(૧૦) ૭ માણસો ૧૦॥ દિવસમાં ૯ પૌં. ૧૦ શિ. ૬ પે. કમાય તો ૨૮ માણસો ૩૧॥ દિવસમાં શું કમાશે?

(૧૧) ૨૫ માણસો ૧૬ દિવસમાં ૭૬ પૌંડ ૧૩ શિ. ૪ પે. કમાય તો ૧૦૩ પૌં. ૧૦ શિ. કમાવા માટે ૨૪ દિવસ સુધી કેટલા માણસો એ કામ કરવુ જોઈએ? ધારોકે પેહેલા કરતાં બીજા માણસોને દરરોજ અડધો પગાર મળે છે.

(૧૨) ૨૧ માણસો ૫ દિવસમાં ૭૨ એકર ઘાંસ કાપે તો ૬ દિવસમાં ૪૬૦ એકર ૩ રૂ. ૮ પો. કેટલા માણસ કાપશે?

(૧૩) ૯ માણસો ૮ મહીનામાં ૧૨૦ પૌંડ ખરચે તો ૨૬ માણસોને ૧૨ મહીના સુધીનો ખર્ચ શો જોઇએ?

(૧૪) જો ૧૨ ઘોડા ૧૦$\frac{2}{3}$ એકર જમીન ૪॥ દિવસમાં ખેડે તો ૨૦ દહાડામાં ૩૫ એકર જમીન કેટલા ઘોડા ખેડશે?

(૧૫) જ્યારે ઘઊંનો ભાવ દર ક્વાર્ટરે પર શિ. ૬. હોય ત્યારે ૭ પે. ના રોટલાનું વજન ૩ પાં. થાય તો પાા પે.ના રોટલાનું વજન ૨ પાં. થાય ત્યારે ઘઊંનો ભાવ શો હોવો જોઇએ ?

(૧૬) જો એક માણુસ દહાડાના ળા કલાક પ્રમાણે ચાલતાં ૬૫ મૈલની મુસાફરી ૩ દિવસમાં કરે તો દહાડાના ૮ કલાક પ્રમાણે ચાલતાં ૧૫૬ મૈલની મુસાફરી કેટલા દીવસમાં કરી રહેશે ?

(૧૭) જો ૯ માણુસો ૮ મહીનામાં ૨૬૧ પૌંડ ૧૫ શિ. કમાય તો ૧૫ માણુસો ૧૦ મહીનામાં શું કમાય ?

(૧૮) ૩ માણુસ ૧૭ પૌં. ૧૦ શિ. માં ૫ અઠવાડીઆં સુધી ખાય તો ૧૪ માણુસો ૬૦ ગિનીમાં કેટલા અઠવાડીઆં સુધી ખાઈ રહેશે?

(૧૯) ૩૦ હં. બોજો ૧૭ મૈલ લઇ જવાનું ભાડું ૫ પૌં. ૮ શિ. ૯ પે. પડે તો ૨૯ પૌંડમાં ૮૦ હં. બોજો કેટલે છેટે લઈ જવામાં આવે?

(૨૦) ૬ માણુસો ૫ દહાડામાં ૩૪ એકર અનાજની કાપણી કરે તો ૧૦ાા દહાડામાં ૯૫ એકર ૩૨ પોલની કાપણી કરવાને કેટલા માણુસ જોઇએ ?

(૨૧) ૪૦ બુશલ અનાજ ૧૨ ઘોડાને ૩૭ દિવસ ચાલે તો ૧૯૫ બુશલ ૯ ઘોડાને કેટલા દિવસ ચાલશે ?

(૨૨) એક માણુસ દહાડાના ૧૧ કલાક પ્રમાણે ૧૬૦ મૈલની મુસાફરી ૩ દિવસમાં પુરી કરેછે ત્યારે દહાડાના ૧૫ કલાક પ્રમાણે તેજ ચાલે ચાલતાં ૧૦૦૦ મૈલની મુસાફરી કેટલા દીવસમાં પુરી કરશે ?

(૨૩) જો ૩ માણુસ ૭ એકર ઘઊં ૨ દહાડામાં કાપી શકે તો ૮ માણુસ તેજ પ્રમાણે ૨૦ એકર કેટલા વખતમાં કાપી શકશે?

(૨૪) જો ૧ ટન ટરનીપ ૨૫ ઘેટાંને એક પખવાડીયું ચાલે તો અ-

ધિક દિવસ (લીપઇયર) ગણત્રીમાં લેતાં જાનેવારી તથા ફેબ્રુઆરી મહીનામાં ૪૦ ઘેટાંને કેટલા ટરનીપ જોઇએ ?

(૨૫) જો ૬ માણસો દહાડાના ૮ કલાક પ્રમાણે કામ કરીને ૨૨૦ યાર્ડ લાંબી એક ખાઈ ૨ા દીવસમાં ખોદી શકે તો દહાડાના માત્ર ૬ કલાક પ્રમાણે કામ કરીને ૪ા દહાડામાં ૧૮૭ યાર્ડ લાંબી ખાઈ ખોદવાને કેટલા માણસો જોઈએ ?

(૨૬) જો ૧૨ માણસ દહાડાના ૮ કલાક પ્રમાણે કામ કરીને ૩૦ દિવસમાં ૨૪ રોડ દીવાલ બાંધે તો ૪૦ દહાડામાં ૬૪ રોડ બાંધવાને ૧૮ માણસોએ દહાડાના કેટલા કલાક પ્રમાણે કામ કરવું જોઇએ ?

(૨૭) જો ૮ માણસો દરરોજ ૮ ૧/૪ કલાક પ્રમાણે કામ કરીને ૧૨ દીવસમાં ૮૪ એકર ખેડી શકે તો દરરોજના ૭ ૪/૫ કલાક પ્રમાણે કામ કરીને ૧૧ દહાડામાં ૨૦ માણસો કેટલા એકર ખેડી શકશે?

(૨૮) જો ૧૦૦ ફુ. લાંબી ૩ ફુ. પોહોળી. ૪ ફુ. ૬ ઈં. ઊંડી ખાઇ ૯ કલાકમાં ૮ માણસો ખોદી શકે તો ૮૦ ફુ. લાંબી. ૫ ફુ. પોહોળી અને ૨ ફુ. ઊં. ખાઇ ૫ ૧/૩ કલાકમાં ખોદવાને કેટલા માણસો જોઇએ ?

(૨૯) જો ૭ માણસો દરરોજના ૯ ૩/૫ કલાક પ્રમાણે ૨૦ ૫/૭ દીવસમાં એક દીવાલ બાંધી શકે તો ૩ માણસો દરરોજના ૧૦ ૧/૪ કલાક પ્રમાણે કામ કરીને ૨ ૧/૩ ગણી મોટી દીવાલ કેટલા દીવસમાં ચણશે?

(૩૦) જો ૨૦ માણસો ૯ કલાકમાં ૧૮૫ ઘન યાર્ડ માટી ખોદી શકે તો તેના ૧/૫ વખતમાં એથી અડધું કામ કેટલા માણસો કરી શકશે?

## EX 60. એક્સર્સાઇઝ ૬૦ મી.

### (સાદુ વ્યાજ)

(૧) દર વરશે દર સેકડે ૫ટકા પ્રમાણે ૫૦૦ પૌં. નું ૫ વર્ષ સુધીનું વ્યાજ શોધી કાહાડો.

(૨) દર વ. દર સે. ૪ ટકા લેખે ૩૭૫ પૌં.નું ૩ વર્ષનું વ્યાજ શું ?

(૩) ૧૧૨૫ પૌં.ની ૪ વર્ષમાં ૩ ટકા પ્રમાણે રાશ ( એમાંઉન્ટ=વ્યાજ મુદલ) શી થશે ?

(૪) ૨૨૭૫ પૌં.ની ૩ાા વર્ષમાં ૫ ટકા પ્રમાણે રાશ કેટલી ?

(૫) ૪ાા ટકા પ્રમાણે ૩૪૭ પૌં. ૧૬ શિ. ૮ પે.નું ૧૫ વર્ષનું વ્યાજ કેટલું થશે ?

(૬) ૨૦૦૦ પૌં.ની ૧૨ા વર્ષમાં ૩ાા ટકા પ્રમાણે રાશ કેટલી થશે?

(૭) ૫૭૫ પૌં.ની ૮ાા વર્ષમાં ૩ $\frac{૩}{૮}$ ટકા પ્રમાણે રાશ શી થશે ?

(૮) ૫ાા ટકા પ્રમાણે ૩૨૫ પૌં. ૧૦ શિ.નું ૪ વ.માં વ્યાજ કેટલું થશે?

(૯) ૨ાા ટકા પ્રમાણે ૫૦૦ પૌં. ૧૩ શિ. ૪ પે.નું ૨ $\frac{૩}{૪}$ વર્ષમાં વ્યાજ શું થશે ?

(૧૦) ૪ ટકા પ્રમાણે ૧૫૦ પૌં.નું ૩ $\frac{૫}{૧૨}$ વર્ષમાં વ્યાજ શું આવશે )

## EX. 61 એકસર્સાઇઝ ૬૧ મી.

### ( Simple interest. સાદુ વ્યાજ. )

(૧) માર્ચની ૧ લીથી જાન્યુઆરીની તા. ૧૦ મી સુધી ૪ $\frac{૫}{૮}$ ટકા પ્રમાણે ૫૦૦ પૌંડની રાશ કેટલી ?

(૨) મે મહીનાની ૫ મી તારીખથી અકટોબરની ૨૭ મી સુધીમાં ૩ $\frac{૧}{૮}$ ટકા પ્રમાણે ૭૫૦૦ પૌં.ની રાશ કેટલી ?

(૩) ૧૧૫૮ પૌં. ૧૭ શિ. ૬ પે.ની ૧ વ. ૧૧૫ દિ.ની ૨ાા ટકા પ્રમા-

ણે રાશ કેટલી ?

(૪) તારીખ. ૨૬મી માર્ચ ૧૮૭૦થી ૧૮૭૨ ના અકટોબરની ૩૧ મા સુધી ૨૫૦પૌં. ૧૨શિ. ૬પે. નું ૩ ટકા પ્રમાણે વ્યાજ કેટલું થશે?

(૫) ૩૯૯૬પૌં ૧૫શિ. નું ૨પૌં. ૧૩શિ. ૪પે. ટકા પ્રમાણે ૪ વર્ષ ૨૨૫ દિ.નું વ્યાજ શું ?

(૬) ૨૭૫૫ પૌં. ૧૫ શિ. નું ૩પૌં. ૨શિ. ૬પે. ટકા લેખે ૩ વર્ષ ૧૧૦ દિ.નું વ્યાજ કેટલું ?

## EX. 62. એકસર્સાઇઝ ૬૨ મી.

( Compound interest=**ચક્રવૃદ્ધિવ્યાજ.** )

(૧) ૯૫પૌં. ૧૬શિ. ૮પે. ની ૨॥ ટકા પ્રમાણે ૨ વર્ષનું ચક્ર.વૃ. વ્યાજ પ્રમાણે રાશ કેટલી થશે ?

(૨) ૫૦ પૌંડની ૫ ટકા પ્રમાણે ૩વ.માં ચ.વૃ. વ્યાજ પ્રમાણે રાશ કેટલી?

(૩) ૪૧પૌં. ૧૩શિ. ૪પે. ના ૫ ટકા પ્રમાણે ૨ વર્ષ સુધીના સાદા તથા ચ.વૃ. વ્યાજ વચ્ચે શો તફાવત પડશે ?

(૪) ૪ ટકા પ્રમાણે ૩૬૫પૌં. ૪શિ. ૮$\frac{૧}{૪}$પે. ના ૩ વર્ષ સુધીના સાદા તથા ચ.વૃ. વ્યાજ વચ્ચે શો તફાવત પડશે ?

(૫) ૩$\frac{૩}{૪}$ ટકા પ્રમાણે ૩૦૦પૌં.નું ૩ વર્ષનુ ચ.વૃ. વ્યાજ શું ?

### હેંમ્લિંસ્મિથના દાખલા.

(૬) ૩॥ ટકા લેખે ૪૭૯૦ પૌંડનું ૨$\frac{૩}{૪}$ વ. સુધીનું ચ. વૃ. વ્યાજ શું ?

(૭) ૪ ટકા લેખે ૫૫૦ પૌંડનું ૩॥ વર્ષનું ચ. વૃ. વ્યાજ શું ?

(૮) ૩ ટકા લેખે ૨૭૪૫ પૌં. નું ૨ વ. સુધીનું ચ. વૃ. વ્યાજ શુ? યાદ રાખો કે વ્યાજ દર ૭ ૭ મહીને આપવાનું છે.

## EX. 63. એકસર્સાઇઝ ૬૩ મી.

### ( Simple interest સાદુ વ્યાજ )

(૧) ૧૦૨પૌં. ૧૦શિ. નું ૨$\frac{૧}{૪}$ વર્ષમાં ૧૨પૌં. ૧૩શિ. ૮$\frac{૩}{૪}$પે. વ્યાજ કેટ-
લા ટકા પ્રમાણે થશે ?

(૨) ૧ વર્ષમાં ૬$\frac{૧}{૨}$ ટકા પ્રમાણે ૪૫પૌં. ૦શિ. ૯$\frac{૩}{૪}$ પે. રાશ થવાને મુદ-
લ રકમ શી હોવી જોઇએ ?

(૩) ૬$\frac{૧}{૨}$ ટકા પ્રમાણે ૪૯૮પૌં. ૧૬શિ. ૮પે.નું વ્યાજ ૧૦પૌં ૯શિ. ૩$\frac{૧}{૪}$
પે. કેટલી મુદતમાં થશે ?

(૪) ૨૦૦પૌં.નું ૧૪૬દિ.માં ૪પૌં. ૧૬શિ.વ્યાજ કેટલા ટકા પ્રમાણેથશે?

(૫) ૫$\frac{૧}{૩}$ ટકા પ્રમાણે ૭૩૨પૌં. ૧૧શિ. ૧૦પેન્સની ૧૭૦૯પૌં ૭શિ.
૭$\frac{૧}{૩}$પે. રાશ કેટલી મુદતમાં થશે ?

(૬) ૪$\frac{૨}{૩}$ ટકા પ્રમાણે ૫$\frac{૩}{૪}$ વર્ષમાં ૪૯પૌં. ૦શિ. ૫$\frac{૧}{૪}$પે. થવા માટે શી
રકમ વ્યાજે મુકવી જોઇએ ?

(૭) ૪૧૨૭પૌં. ૧૦શિ.નું ૧વર્ષમાં ૯૨પૌં. ૧૭શિ. ૪$\frac{૧}{૨}$પે. વ્યાજ કેટલા
ટકા પ્રમાણે થશે ?

(૮) ૫$\frac{૩}{૫}$ ટકા પ્રમાણે ૨વર્ષ. ૧મહીનામાં ૧૨૧પૌં. ૧૫શિ. ૫પે. ઉપજા-
વવા માટે મુદલ રકમ શી હોવી જોઇએ ?

(૯) ૪$\frac{૩}{૮}$ ટકા પ્રમાણે ૪૧૯પૌં. ની રાશ ૪૮૬પૌં. ૪શિ. ૩$\frac{૧}{૨}$પે. કેટલી
મુદતમાં થશે ?

(૧૦) કેટલા ટકા પ્રમાણે ૩$\frac{૧}{૩}$ વર્ષમાં ૨૨૦ પૌં. ૧૨ શિ. ૬ પે. ની
રાશ ૨૪૦ પૌં. ૪ શી. ૮$\frac{૨}{૩}$ પે. થશે ?

(૧૧) કેટલા પૌંડની રાશ ૬$\frac{૧}{૪}$ ટકા પ્રમાણે ૩ વ. ૭૩ દિ. માં ૧૦
પૌં. ૧ શિ. ૧૦॥ પેન્સ થશે ?

(૧૨) ૮૧૨ પૌં. ૧૦ શિ. ૧૦ પે. નું ૪$\frac{૩}{૪}$ ટકા પ્રમાણે કેટલે વર્ષે
૭૭૧ પૌં. ૧૮ શિ. ૩$\frac{૧}{૨}$ પે. વ્યાજ થશે.

